કિશોરો બાળકોને ભેટ,
(સન ૧૯૨૮)

સ્વદેશ ગ્રંથાવલી પુષ્પ ૪ થું.



# કૃષ્ણનાં રસઝરણાં.

લેખક:
શ્રીયુત દુલેરાય એલ. કારાણી.
સભ્ય: કચ્છી સાહિત્ય સભા.

મૂ: રૂ. દોઢ.

પ્રકાશક:
સ્વદેશ કાર્યાલય.
માંડવી: મુંબઈ.

સ્વદેશના ગ્રાહકોને ભેટ. સ્વદેશ ગ્રંથાવલી પુષ્પ ૪ થું.

(સન: ૧૯૨૮.)

# કચ્છનાં રસઝરણાં.

લેખક:

શ્રીયુત્ દુલેરાય એલ. કારાણી.

સભ્ય: કચ્છી સાહિત્ય સભા.

મૂલ્ય: રૂા. દોઢ.

પ્રકાશક

સ્વદેશ કાર્યાલય.

માંડવી: મુંબઇ.

# આમુખ.

લખનારઃ **શ્રી. વ્રજલાલ ભગવાનલાલ છાયા.**
એમ. એ., બી. એસ. સી.
ઉપપ્રમુખઃ **કચ્છી સાહિત્ય સભા.**

ઇતિહાસ એ આરસી છે. સત્ત્વહીન બની ગયેલી કોઇ પણ પ્રજાને ભૂતકાલીન ઘટનાઓનું ભાન કરાવનારી તેમજ વીર નરોના સૂક્ષ્મ દેહોનાં દર્શનનો લાભ દેનારી એ અમૂલ્ય આરસી છે.

ઇતિહાસ એ એક શક્તિ છે. ઉન્નત પ્રદેશ પરથી સરી પડેલી અને પાયમાલી ભોગવતી કોઇ પણ પીડિત પ્રજાના પુનરુદ્ધાર અર્થે જે શક્તિ પોતાનું દૈવત દેશેદેશમાં દર્શાવતી રહી છે; તે દિવ્યશક્તિ ઇતિહાસ છે.

ઇતિહાસ તો એક અમોઘ શસ્ત્ર છે. જે શસ્ત્રના યોગે દલીત પ્રજાના દીનજનો પણ દેશોદ્ધાર અર્થે દેહાર્પણ કરી દેશોત્કર્ષ સાધી શકે છે, એ અમોઘ શસ્ત્ર અન્ય કોઇ નહીં પણ ઇતિહાસ છે. વળી આ તો એક સર્વમાન્ય સિદ્ધાંત છે કે પ્રગતિ પંથે વિચરવા ઇચ્છતી કોઇ પણ પ્રજાને પોતાના ઇતિહાસરૂપી આયના પરથી વિસ્મૃતિ રૂપી કાળી રજનો ઘાટો થરો ખંખેરેજ છૂટકો; તેથી જ્યારે આ સિદ્ધાંતની શુદ્ધ સમજને પરિણામે પ્રજામાં જાગૃતિનાં આંદોલનો પ્રસરી રહે છે ત્યારે એ કાળાં પડા રૂપી અંધારીઆ પડદાઓ ચીરાઇ જાય છે; ભવ્ય ભૂતકાળનાં દર્શન થાય છે, સશક્ત ને પ્રભાવશાલી પ્રજા નવજીવન જીવવા લાગે છે. આવા પ્રકારનાં જે એક મહાન આંદોલનનો આરંભ સાંપ્રત સમયમાં સારાય ભારતવર્ષમાં થઇ રહ્યો છે, તેની ધ્રુજારીઓની અસરથી આપણો કચ્છ પણ મુક્ત નથી રહ્યો એ અતિ આનંદની વાત છે.

કચ્છના અમર ઇતિહાસ પર કૈંક અંશે અજવાળાં પાડનારાં લખાણો ને પુસ્તકો છેલ્લાં પાંચેક વર્ષ દર્મિયાન પ્રસિદ્ધિ પામ્યાં છે, પરંતુ જો કચ્છમાંનો શહેરી કે ગ્રામ્યજન જુની જુની ઘટનાઓની શક્ય એટલી માહિતિ મેળવવાનો ઉદ્યોગ આરંભી દે તો નાત ખાતર કે જાત ખાતર, વેણ ખાતર કે મ્હેણ ખાતર, ધર્મ ખાતર કે દેશ ખાતર બલિદાન બની જનારા અનેકાનેક કચ્છી હુતાત્માઓની મર્દીગાથાઓ કે કીર્ત્તિ કથાઓનાં કીર્તન કરાવતો, ઐતિહાસીક બીનાઓથી ભરપૂર એવો એક મહાન ગ્રંથ કચ્છી પ્રજા સમક્ષ ધરી શકાય એવી મ્હારી માન્યતા છે. રામ રાવણ કે કૃષ્ણ કરણના સમયની પુરાણી વાતો બાજુ મૂકીએ તોપણ મૌર્ય કાળ કે ગુપ્ત કાળ, ગ્રીક કાળ કે શક કાળ, હૂણ કાળ કે વિક્રમ કાળ, ચાલુક્ય કાળ કે ચૌહાણ કાળ, ચાવડા કાળ કે વાઘેલા કાળ, સમા કાળ કે સૂમરા કાળ, કાઠી કાળ કે જાડેજા કાળ સાથે સંબંધ ધરાવતી અનેક કચ્છી બીનાઓની માહિતિ હજી પણ સાંપડી શકે એમ છે, કારણ કે ભાંગ્યા ને ભાગ્યાના ભેરૂ સમોવડી આપણી માડી–ભૂમિ કચ્છ પર છેલ્લાં બે હજાર વર્ષના અરસામાં અનેક દાનવીરો, ભકત વીરો ને શૌર્ય વીરો આદર્શ જીવન જીવી વીરતાના પાઠ પઢાવી ગયા છે. આવા વીરનરો અને વીરાંગનાઓની વાતો વિગેરેનું યથાશકિત જે સંશોધન ભાઇ કારાણી કરી રહ્યા છે તેનું પરિણામ તે **"કચ્છનાં રસ ઝરણાં."**

હવે **કચ્છનાં રસ ઝરણાં**ના રસ પ્રવાહનાં બિંદુ રૂપી વાતો વિષે બે બોલ લખીશું. એ વાતો પ્રાપ્ત કરતાં ભાઇ કારાણીને કેટલો પરિશ્રમ કરવો પડયો હશે તેનો ખ્યાલ એ દિશામાં પ્રવૃત્તિ રાખનારાઓનેજ આવી શકે. ભાઇ કારાણીના સંગ્રહમાં અત્રે પ્રસિધ્ધ થયેલી વાતો ઉપરાંત અન્ય પણ અનેક છે; પરંતુ એમની અનુમતિ વિના એ વાતોની નામાવલિ અત્રે આપી શકાય એમ નથી. આશા છે કે

કચ્છનો કોઇ રસીક શ્રીમંતજન ભાઇ કારાણીનો સમસ્ત સંગ્રહ પ્રસિદ્ધ કરાવી સ્વદેશ સેવાનો લાભ લેવા ચૂકશે નહીં.

એ રસ ઝરણાંનાં પ્રત્યેક બિંદુપર નુકતેચીની કરવાની આવસ્યકતા આ પ્ર-વચનમાં સંભવેજ નહીં માટે અત્રે તો માત્ર બે ચાર જાણવા લાયક વાતો પર કંઇક પ્રકાશ પાડવા પ્રયત્ન થશે. "ભિયાં ગારૂડી" વાળી દંતકથાનાં **શેષાપટણ** નામથી જુના જમાનામાં જાણીતાં થયેલાં સ્થાન વિષે કોઇને જીજ્ઞાસા ઉત્પન્ન થતી હોય તો તે જાણી લે કે શેષાપટણ નામક સ્થાન તે અન્ય કોઇ નહીં પણ કચ્છનાં રણમાં આવેલો બેટ નામે **પચ્છમ.** ભિયાં ગારૂડી અને ભુજંગની વાત જુદી રીતે પણ કહેવાય છે છતાં પરિણામ લગભગ સરખું છે. ભિયાંએ પોતાના શિષ્યોને તેના દેહનું ભક્ષણ કરવા આજ્ઞા નહોતી આપી કિંતુ તેના અગ્નિ સંસ્કાર બાદ રહેલી "રાખ" ની ચિપટી ચાટવાની આજ્ઞા હતી.

આ દંતકથાનું ખરૂં મહત્વ તેમાં ગુપ્ત રહેલા ઇતિહાસમાં છે. એ ઇતિહાસ કહે છે કે હાલના પચ્છમ પ્રદેશે એક કાળે સંગાર જાતીની આણ વર્તતી. એ જાતીની એક રાજકુમારી એ પ્રદેશની અધિષ્ટાત્રી રાણી હતી. ઇતિહાસ વળી વદે છે કે હાલનાં ભૂજનગરની પાખોડમાં નાગ નામક વીરબાહુ જાતીનું આધિપત્ય ચાલતું. એ સમયે સૌરાષ્ટ્ર સુપ્રસિદ્ધ નાગરાજ નામે **બાંડીઆ બેલી**નો બંધુ **ભુજંગ** હાલનાં પાવર પ્રગણાં પર હકુમત ચલાવી સારાંયે કચ્છપર સત્તા સ્થાપી બેઠો હતો. **પચ્છમની પદ્મિનિ** તરીકે પ્રખ્યાતી પામેલી સંગાર સુંદરી **સગઇ**એ આસપાસના અનેકને વશ કર્યા હતા, પરંતુ નાગરાજ ભુજંગ એનો ગાંજ્યો જાય એવો નહીં, એટલે આ ભુજંગ રાજાને મ્હાત કરવાના કોડ કુમારી સગઇને હતા; જેને પરિણામે એ સુંદરીની મહત્વાકાંક્ષાનો ભોગ એક ક્ષત્રી રાજકુમાર થઇ પડયો હતો. યુધ્ધ થયું, ક્ષત્રી કુમાર હાર્યો, મરાયો અને સગઇની આશાઓ ધુળમાં મળી ગઇ.

લીલાં ને ચનેસરની વાત સિંધમાં સુપ્રસિદ્ધ છે. પ્રસ્તુત પુસ્તકમાં વર્ણવાયલી વાત અપૂર્ણ છે, બહુ અપૂર્ણ છે.

રાવળ પીરની વાત પણ જાણવાજોગ છે. એમનાં માતુશ્રીનું નામ **દેવળ**, જે દેવળમાતા તરીકે ઓળખાતાં. ધોરમનાથના આશીર્વાદને કારણે દેવી દેવળના હસ્ત પ્રદેશે એક ફોલ્લો ઉપજ્યો જે ફોલ્લામાંથી ચારણી દેવીને પુત્ર પ્રાપ્તી થઇ એવી દંતકથા છે. આ પુત્ર જ્યારે મોટી ઉમ્મરના થયા ત્યારે એમણે અનેક પરાક્રમો કરી બતાવ્યાં જેને લીધે એઓ પીર તરીકે પૂજાયા. પીર રાવળની વાતનું ઐતિહાસિક મહત્વ વધી એ રહે છે એમની કારકીર્દી દરમિયાન પક્ષા (હાલનાં જખૌ) બંદરેથી ઇસ્લામી મઝહબના પ્રચારકો કચ્છ ખાતે ઉતરી પડતા. આ પ્રચાર કાર્ય પીડારૂપ થઇ પડવાનો ધ્વનિ પ્રસ્તુત પુસ્તકમાં અપાયલી વાતમાં છે. આ પ્રચારકો વિરૂદ્ધ પ્રબળ વિરોધ કચ્છી ચારણોએ કર્યો. એ ચારણોના મુખી તરીકે તે સમયે દેવી પુત્ર રાવળ હતા. રાવળના પ્રતાપે એ ધર્મ પ્રચારકોને પાછું હઠવું પડયું હતું. કેંક કચ્છ છોડી ચાલ્યા ગયા, અને જે રહ્યા તેમણે શિકસ્તની નિશાની સ્વીકારી દેવી પુત્ર રાવળની આણ માની. ધર્મવીર રાવળે રાઠોડોને પણ હરાવ્યા હતા વિગેરે ગુંદિયાળી બાજુની બીજી ઐતિહાસીક બીનાઓ તો ઘણેરી છે પણ તેનો ઉલ્લેખ અત્રે અસ્થાને ગણાય.

એવીજ રીતે પ્રસ્તુત પુસ્તકમાંની અન્ય વાતોમાંથી ઐતિહાસિક કાળમાં કચ્છની સ્થિતિ કેવી હતી તેના પર યોગ્ય પ્રકાશ પડી રહે છે

અંતમાં એટલુંજ કહેવું છું કે "કચ્છનાં રસ ઝરણાં" માંથી નિર્ઝરતા રસપ્રવાહને કચ્છનો કદરદાન વર્ગ અવશ્ય વધાવી લેશે, ઝીલી લેશે ને પચાવી લેશે. લેખક શ્રી. દુલેરાયભાઇ અને પ્રકાશક શ્રી સ્વદેશ પત્રના તંત્રીના શ્રમનો બદલો પ્રભુ એમને આપો એજ પ્રાર્થના ! ! ! જયશ્રી કચ્છ.

# : : લેખકનો ઉલ્લેખ અને ઉદ્દેશ : :

"ધીંગેજી ધરાને બડ્ફેજી બાયડી" એ કચ્છી કહેવતને જન્મ આપનાર, તલ્લવાર પ્રધાન અને ખળભળાટ ભરેલા ભૂતકાળ તરફ દષ્ટી ફેંકતા કચ્છનું વર્તમાન વાતાવરણ એક રીતે જેટલું શાન્ત નિશ્ચિંત અને સુખરૂપ બની ગયેલુ જણાય છે એટલાજ પ્રમાણમાં તેના વીરત્વનાં પાણી ઓસરી ગએલાં છે એમ કહીએ તો તે અક્ષરશઃ સત્ય છે.

"રમખાણેજી રંગત પલ-પલમેં પરિયાણ" એવા ડામાડોળ સમયમાં કોઇ પણ દેશમાં જ્યારે મારે તેની તલ્લવાર' એમ મારફાડનું જોર વધી જાય છે ત્યારે ત્યારે ત્યાંના વીરરત્નોપર વીરત્વનાં તેજદાર પાણી અનાયાસે ચડી જાય છે.



~ શ્રી કારાણી. --

જે વીર્ય અને શૌર્યના પૂર્વ કાળમાં ડગલે ને પગલે દર્શન થતાં તેનાં સ્વપ્નાં પણ આજની અયશઆરામી જનતાને કદાચ ન હોય!

"ધીંગાણેંજી ધાં સુણી, ડિંધા અચેં અધ્ધર" દેશ, ધર્મ અને ટેકને માટે હસતે મુખડે મરી ફીટનારા એવા વીરાત્માઓની સ્મૃતિ

માત્ર જાળવી રાખવામાં પણ જો આપણે પ્રમાદ દાખવીએ તો તે પણ એક પ્રકારનું પાપ નહિ તો શું?

એ ચિરસ્મરણીય વીર રત્નોના જ્વલંત તેજસ્વિતાને અનંતકાળની વિસ્મૃતિના વહેણમાં વહી જતી અટકાવવી એ આપણી અનિવાર્ય ફરજ છે–ધર્મ છે.

આ વિષય પરત્વે આપણી અક્ષમ્ય બેદરકારીને લઇને, યોગ્ય સંશોધનને અભાવે માતૃભૂમિ કચ્છના અસંખ્ય વીરતનુજોનો ઢગલા બંધ ગૌરવવંત ઇતિહાસ કાળનાં ઘાડાં અંધારાની ગર્તામાં ક્યારનોએ ગરક થઇ ગયો છે. છતાં એ ઉંડા તિમિર પ્રદેશમાંથી હજુ પણ ચમકી કેટલીક અમર અને ઓજસ્વંતી હીરા કણીઓને જગતની જાહેર રોશનીમાં આણવાની અનિવાર્ય આવશ્યકતા છે અને તેને માટે ખુબ ખુબ ઝહેમતની જરૂર છે.

જેઓ સાધન સંપન્ન છે તેમને એ વિષયની ઓછી દરકાર છે અને જેઓ એ અંધારી ગર્તાના ગર્ભ–પ્રદેશમાં ઉંડા ઉતરી કાળમુખમાં કચરાઇ જતી રત્ન–કણિકાઓને જાહેર પ્રકાશમાં ખેંચી લાવવા મથન કરી રહ્યા છે તેઓ સાધન, સંજોગો અને ઉત્તેજનથી વંચિત છે, આ કારણેજ આપણી કચ્છ–ભૂમિનો અમોલો ઇતિહાસ કાળના થરો નીચે દટાતો ગયો છે–દટાતો જાય છે.

એ અનિવાર્ય આવશ્યકતા બની શકે તો કંઇક અંશે પૂરી પાડવાના નમ્ર આશયથી આ સ્વલ્પ પ્રયાસની પ્રથમ પુષ્પ–માળ

મારા કદરદાન કચ્છી બાંધવો ને કંઠે આરોપતાં અનેરો આનંદ થાય છે અને થોડે ઘણે અંશે માતૃભૂમિના ઋણ મુકત થવાનો આત્મસંતોષ ઉદ્દભવે છે. આ પુસ્તક સફળતા પામો કે નિષ્ફળતા, એ જુદોજ સવાલ છે.

કચ્છમાં ન્યુનાધિકાંશે પ્રચલિત એવી ચાર પાંચ કથાઓ સિવાય આ પુસ્તકમાં પ્રાકટ્ય પામેલ તમામ તવારીખો વિસ્મૃતિની ચક્કીના પટ વચ્ચેથી ખેંચાઇ આવી છે એમ કહેવાનું મન થઇ જાય છે.

અલબત ! આવા પુસ્તકને અંગે ઉત્પન્ન થતાં દોષો થકી આ પુસ્તક સર્વથા મુકત હોય એવો મારો દાવો તો નથીજ. કારણ કે જુદી જુદી હકીકતો, હેવાલો, દંતકથાઓ અને સાહિત્ય સામગ્રી જુદા જુદા સ્થાનેથી પ્રાપ્ત કર્યાં પછી તેમાં કેટલીકવાર એવો વિરોધાભાસ નજરે ચડે છે કે તેમાંથી સત્ય હકીકત તારવી કાઢવી મુસ્કેલ પડે છે. એમ છતાં પણ શકય એટલા સઘળા સંશોધન બાદજ આ પુસ્તકમાં દરેક કથા દાખલ કરવામાં આવેલ છે. છતાં પણ જાણે અજાણે કોઇને કંઇ અન્યાય થઇ ગયેલો જણાય તો આશા છે કે તે ક્ષમ્ય ગણાશે અને તે સંબંધમાં યોગ્ય પુરાવા મળતા પ્રસંગે તક સાંપડતાં તેમાં જરૂર સુધારો કરવામાં આવશે. અત્રે એક વાતના ઉલ્લેખની ખાસ જરૂર છે કે આ પુસ્તક માત્ર ઐતિહાસિક સાહિત્ય સંશોધન'ની એકજ દૃષ્ટિએ લખાયું છે.

આ પુસ્તક લખવામાં પરમ પૂજ્ય જૈન મુનિમહારાજશ્રી કલ્યાણચંદ્રજી સ્વામિએ જુદા જુદા સ્થાનેથી જુદી જુદી હકીકતો મેળવી આપવામાં અનન્ય ઉત્સાહથી જે હિંમત ભરી અને ચૈતન્યવંતી મદદ આપી છે તે યાદ કરતાં હૃદય આભારના ભાર તળે દબાઇ જાય છે.

રતાડીયાના કુમાર બાલુભા જેમણે કેટલીક અમૂલ્ય સાહિત્ય સામગ્રી મેળવી આપી છે તેમનો ઉપકાર પણ વીસરી શકાય તેમ નથી.

આ પુસ્તકની પ્રસ્તાવના લખી આપવા કચ્છી ઇતિહાસના ધુરંધર અભ્યાસી અને કચ્છના પ્રખ્યાત ને પ્રખર વિદ્વાન શ્રીયુત વ્રજલાલભાઇ ભગવાનલાલ છાયા, એમ. એ. બી. એસ. સી. એમણે પોતાના સુવર્ણ સમયના ભોગે કબુલી મને દૂર બેઠે ઉપકાર વશ કરી દીધો છે.

અંતમાં કચ્છના રાજા-પ્રજા ઉભયનો વિજય ઇચ્છી વિરમીશ ઓમ: શાન્તિ:

મહાશિવરાત્રિ
સં. ૧૯૮૪
કચ્છ મુંદરા-બંદર.

દુલેરાય કારાણી.



१२१३६

# સમર્પણ.

* * *

## સાદા અને સાચ્ચા

## સજ્જન

સદ્ગત સર કરીમભાઇ ઇબ્રાહીમ

બીજા બેરોનેટ

ને !

તા. ૨૮ જુલાઇ ૧૯૨૮
મુંબઇ.

પ્રકાશક.

# કચ્છી બેરોનેટ.

## સદ્‌ગત શેઠ સર કરીમભાઇ ઇબ્રાહીમ બીજા બેરોનેટનું સંક્ષિપ્ત જીવન વૃતાન્ત.



**જાણી**તા મીલ માલીક અને ખોજા આગેવાન સર કરીમભાઇ ઇબ્રાહીમના દાનવીર કુંટુંબથી કયો કચ્છી અજાણ્યો હશે? સૌથી પ્રથમ અને એકલાજ ખોજા તેમજ કચ્છી બેરોનેટ સર કરીમભાઇ ઇબ્રાહીમ (૧ લા) ની જબરદસ્ત અને વિસ્તૃત સખાવતો આખીયે કચ્છી પ્રજાને અને ખોજા કોમને મગરૂર બનાવી રહી છે. બીજા બેરોનેટ કે જેમના જીવનનો ટુંકો પરિચય આપવાનો આ પ્રયાસ છે તેમણે પણ બાપના શુભ અને પુણ્યમય પગલે ચાલી આખા કુંટુંબને ઓર ઝેબ આપી છે. એમનો જન્મ તા. ૧૧ સપ્ટેમ્બર ૧૮૬૭ ના રોજ થયો હતો એમનું નામ શેઠ મહમદભાઇ કરીમભાઇ હતું. બચપણથીજ એમને એમના પિતાશ્રીએ વેપારી કેળવણી આપી. ભાવી જવાબદારી માટે લાયક બનાવ્યા હતા. સદ્‌ગત શેઠ પ્રજામાં તેમજ

સરકારમાં બહુજ માન પામેલા હતા. ૧૯૨૧ ની સાલમાં સરકારે એમને કયસરે-હિંદનો સોનાનો ચાંદ અર્પણ કર્યો. અને ૧૯૨૧-૨૨ ની સાલ માટે મુંબઇના શેરીફ બનાવી એમની કદર કરી. ૧૯૨૪ માં એમને સરનાઇટનો ખેતાબ નવાજેશ કરવામાં આવ્યો. તેજ સાલમાં એમના પિતાશ્રીનો સ્વર્ગવાસ થતાં એઓશ્રી બીજા બેરોનેટ થયા. સદ્દગત છેલ્લા ૨૬ વર્ષ થયાં મુંબઇની મ્યુનિસિપલ કારપોરેશનના સભ્ય તરીકે બિરાજતા હતા. સરકાર તરફથી વખતો વખત જુદી જુદી કમીટીઓ ઉપર સદ્દગત શેઠની નીમણુંકો કરવામાં આવતી હતી જેવી કે:-ઔદ્યોગિક ખાતાંની સલાહકારી કમીટી, ઔદ્યોગિક વાંધાઓની પતાવટ માટેની કમીટી, લેબર કમીશન, તહેવારોની કમીટી ઇત્યાદિ. પહેલા સર કરીમભાઇ વૃદ્ધ વયને લીધે પોર્ટટ્રસ્ટમાંથી ૧૯૦૮ માં ફારેગ થયા ત્યારે તેમની જગ્યાએ સરકારે સદ્દગત શેઠની નીમણુંક કરી હતી. આ જગ્યાએ એમણે પંદર વર્ષ સુધી સેવા બજાવી જ્યારે એઓશ્રી ફારેગ થયા ત્યારે એમની સેવાઓની નોંધ લેનારો ખાસ ઠરાવ પોર્ટટ્રસ્ટે પસાર કર્યો હતો. સદ્દગત છેવટ સુધી કરીમભાઇ ઇબ્રાહીમ ખોજા ઓર્ફનેજના ટ્રસ્ટી હતા. એઓશ્રી હજ કમીટી જ્યારથી શરૂ થઇ ત્યારથી તેના સભ્ય હતા. બે વખત ઉપ-પ્રમુખ પણ નીમાયા હતા. વેપારી આલમમાં પણ એમની કીર્તિ મશહુર હતી. બેંક ઓફ ઇન્ડીયા અને કેટલીયે જોઇન્ટ સ્ટોક કંપનીના ડીરેકટર હતા. પોતાની કોમના સખાવતી ખાતાંઓમાં મરહુમે બહુ અચ્છો ભાગ ભજવ્યો હતો. અંજુમન-ઇ-ઇસ્લામના તેઓશ્રી ટ્રેઝરર હતા. શહેરના સાર્વજનિક ખાતાઓમાં પણ મરહુમ ભારે રસ લેતા. છુટેલા

કેદીઓને મદદ કરનાર મંડળની કમીટીમાં જોડાયા હતા અને મરણ વખતે તે કામમાં બહુજ ઉત્સાહથી ભાગ લઇ રહ્યા હતા. આ ઉપરાંત ટેકનીકલ ઇન્સ્ટીટયુટ, પ્રીન્સ ઓફ વેલ્સ મ્યુઝીયમ આદિ ખાતાંઓમાં પણ સભ્ય હતા. નિરાધાર ભિખારીઓને રાહત આપવાના મંડળ તેમજ શેઠ ગોકળદાસ તેજપાલ અને સર જે. જે. હોસ્પીટલ નરસીંગ એસોસીએશનના મરહુમ પ્રમુખ હતા. અને સાકરબાઇ પીટીટ હોસ્પીટલ અને છોકરીઓની એલેકઝાન્ડ્રા સ્કુલના સભ્ય હતા.

રકતપીત્તીઆઓની રાહત માટે બનેલી એસોસીએશનની સ્થાનિક કમીટીમાં, ગવર્નર સાહેબની ખાસ ઇચ્છાથી મરહુમ પ્રમુખ અને ખજાનચી નીમાયા હતા.

સદ્‌ગત કેળવણીના ખાસ શોખીન હતા અને મુસલમાનોમાં તેના પ્રચાર માટે બહુ મથતા.

સદ્‌ગતની જાણીતી સખાવતોમાં એમની સદ્‌ગત પુત્રી શ્રી. કમરખાનમની યાદગીરીમાં સુવાવડખાના માટે એક લાખ રૂપીયા અને એમના મરહુમ ભાઇ શ્રી. રહીમતુલાની એસ્ટેટના ટ્રસ્ટી તરીકે મ્યુનિસિપલ સ્કુલ માટે એક લાખ રૂપીયા અને મુસલમાન છોકરીઓની શાળા માટે રૂપીયા વીશ હજાર ગણાવી શકાય.

સદ્‌ગત ફ્રીમેસનરીમાં પણ બહુજ રસ લેતા. અને તેની જુદી જુદી શાખાઓમાં બહુ ઉંચો હોદ્દો ધરાવતા હતા.

એઓશ્રીનો મિલનસાર સ્વભાવ, ખાનદાન નમ્રતા અને માયાળુપણું આ ગુણો જેઓ એમના પરિચયમાં આવ્યા હશે તેમને સ્હેજે જણાઇ આવ્યા હશે.

એઓશ્રી ૩૧ મી માર્ચ ૧૯૨૮ ના રોજ હૃદય બંધ પડવાથી સ્વર્ગવાસ પામ્યા. ઇશ્વર સદ્દગતના આત્માને શાંતિ આપો અને એમના કુટુંબને સુખ અને સંપત્તિ આપો, એજ પ્રાર્થના.

સદ્દગતના સ્થાને એમના વડીલ પુત્ર શેઠ હુશેનઅલીભાઇ બેરોનેટ પદે આવ્યા છે. સર કરીમભાઇ ઇબ્રાહીમ **બેરોનેટ ત્રીજા** એક પચીસ વર્ષના ઉછરતા યુવાન છતાં પોતાના સદ્દગત પિતાના સદ્દગુણોએ અલંકૃત હોઇ સુંદર ભાવિની આશા આપનારા છે. એઓશ્રીએ બે ત્રણ વખત યુરોપની મુસાફરી કરી છે. મુંબઇની મ્યુનિસિપલ કોરપોરેશનના એક સભ્ય છે. કચ્છીઓના આ ત્રીજા બેરોનેટ યુવાન અને ધનવાન હોવા છતાંય નમ્ર સ્વભાવના, માયાળુ અને દીલાવર દીલના નિરાભિમાની સજ્જન છે. એઓશ્રી પોતાના પિતામહ અને પિતાના પંથેજ પગલા પાડે છે.

પ્રકાશક.



# અનુક્રમણિકા.

| વિષય. | પાનું. |
|---|---|




# યમન સૈયદ
## અને
# વીરમર્દ મ્હેરામણજી.*



ઝારાના ખૂનખાર જંગમાં હસતે મુખડે હોમાઇને કચ્છના ઇતિહાસમાં અમર પદને પ્રાપ્ત કરનાર વીર શિરોમણી ભીમજી અને વીસાજી જેવા મહા બાહુ યોદ્ધાઓને જન્મ આપનાર નરા ગામની રત્નગર્ભા વીર ભૂમિમાં એક સમયે મ્હેરામણજી નામે મહા બળવાન અને શૂરવીર ઠાકોર થઇ ગયા. તેમના બાહુ બળનો ડંકો દશે દિશામાં એવો વાગી રહ્યો હતો કે મ્હેરામણજીનું નામ સાંભળતાં શત્રુઓના ત્યાંજ રામ રમી જતા.

પ્રજામાં પણ ચોર લુટારા વગેરેનો જુલમ કમી કરવા તેઓ સતત પ્રયત્નો કરતા અને તેથી એ ત્રાસમાંથી પણ ઘણે ભાગે પ્રજા મુકત હોતાં મ્હેરામણજીના અંતરમાં એ સંબંધી શાન્તિ હતી.

---

* મ્હેરામણજીને બદલે કોઇ આસારીયોજી નામ જણાવે છે.

મ્હેરામણજી જેવા મહા બળશાળી અને જંગ બહાદુર જોદ્ધાની પણ નજર ચુકાવી ચોતરફથી એકલો ધાડ મારી લાવનાર એક બહાદુર અને ચાલાક લુટારો યમન સૈયદ નામે હતો તે પોતાની ચાલાકી અને કુશળતાથી કદી પણ મ્હેરામણજી સાથે ભેટમભેટ થવાનો વખત ઉપસ્થિત થવા દેતો નહિ. એમ છતાં પ્રજામાં તેના જુલમનો ત્રાસ અવાર નવાર ચાલુ હતો એને યોગ્ય નસીહત આપવા મ્હેરામણજીએ ઘણી યુક્તિઓ લડાવ્યા છતાં તે કદી દાવમાં આવતો નહિ.

એક સમે મ્હેરામણજી કોઇ કામ પ્રસંગે બહાર નીકળતાં એક વડના ઝાડ તળે સર્વાંગે અજરખ ઓઢીને પડેલા એક પડછંદ જુવાન પર તેમની દૃષ્ટિ પડી તરતજ તેઓ કળી ગયા કે જેનો ભેટો કરવાની તક મેળવવા કેટલાએ દિવસથી રાહ જોઇ રહ્યો છું એજ આ યમન સૈયદ જણાય છે. એકદમ તેમનો હાથ કમરે લટકી રહેલી તલ્વારની મૂઠ પર જઇ પડયો પણ નિદ્રામાં પડેલા શખ્સને તેના ઠરેલા લોહીમાંજ ઠાર કરવો એ ક્ષત્રી વીરોનું ભૂષણ નથી એ સૂત્ર યાદ આવતાં તેમણે ઘોડા પરથી નીચે ઉતરી પેલા જુવાનને પડકાર્યો કે "ઘણા દિવસથી મારી પ્રજાનું લોહી નિચોવીને તેને લૂટી ખાધી છે આજ તારો કાળ તને બોલાવી રહ્યો છે માટે ચાલ તૈયાર થા!"

આ સાંભળી યમન સૈયદ મસ્તક ધુણાવતો બેઠો થયો તે પણ કાંઇ કાચો પોચો ન હતો પડખે પડેલી નાગી તલ્વાર લઇ ઉભો થઇ ગયો અને ભય સામે આવતાં બીક તજી દેવાનું સૂત્ર સંભારી મ્હેરામણજીનો ભેટો કરવા તૈયાર થઇ ગયો અને તેજ વખતે મ્હેરામણજી

પર તલ્વારનો ઘા કર્યો પરંતુ આ પટ્ટાબાજ રજપૂતે તેનો ઘા ચાલાકીથી ચુકાવી પોતાનું રક્ષણ કરી લીધું અને આ બે એકલ મલ જેવા જવાંમર્દોએ જંગલમાંજ ભારત જમાવી દીધી. કોઇ કોઇના ઝપાટામાં આવી જાય કે કોઇ કોઇનો ગાંજયો જાય એમ નહતું બંને જણા પૂરા પટાબાજ અને ખરેખરા ખેલાડી હોવાથી સામાપર ઘા કરવા કયારે સારો દાવ આવે છે તેનીજ રાહ જોતા લડી રહ્યા હતા એટલામાં મ્હેરામણજીને લાગ ફાવતાં તેણે યમન સૈયદ પર જનોઇ વઢનો એવો સચોટ ઘા કર્યો કે તેજ વખતે તેનું માથુ એક હાથ સહિત દુર જઇ પડયું. અને મ્હેરામણજીના હૃદયમાં ખટકી રહેલા આ ચાલાક લુટારાનો આવી રીતે અંત આવ્યો.

ઘણા દિવશની ચિંતા આજે ટળી ગઇ તેથી આત્મ સંતોષ અનુભવતા મ્હેરામણજી ત્યાંથી વિદાય થયા,

યમન સૈયદની સ્ત્રી પણ શૂરાતનના પાતા વરણમાં ઘડાયલી હોવાથી પોતાના પતિનો ઘાત થયાની વાત સાંભળી તેનું વેર લેવાને ઉત્કંઠિત થઇ. તેને અભીમાન હતું કે તેના પતિને મારનાર વીર બચ્ચો કોઇ પાકયોજ નથી તેથી તેનો ઘાત કરનાર વીર નર કેવોક છે તે જોવા અને લાગ ફાવે તો વેરની વસુલાત પણ કરી લેવા તે ખુલ્લી તલ્વારથી પોતાને ઘેરથી નીકળી પડી અને મ્હેરામણજીને ત્યાં આવીને અંદર કહેવરાવ્યું કે યમન સૈયદની સ્ત્રી પોતાના પતિના ખૂનનો જવાબ લેવા આવી છે.

. . . .

મ્હેરામણજી આ વખતે પોતાના ઢોલીયા પર શાન્ત નિદ્રામાં પોઢેલા હતા તેથી તેઓને હમણાં જાગૃત નહિ કરી શકાય એવો જવાબ ડેલીએ બેઠેલા અનુચરે આપ્યો.

અનુચરના આ જવાબથી મ્હેરામણજી જાગૃત થતાં સુધી તેમની વાટ જોતી બહાર ઉભી રહે એવા નબળા હૃદયની યમન સૈયદની સ્ત્રી નહોતી.

ચાકરે તેને અટકાવવા માંડી પરંતુ તે તેને ન ગણકારતાં ધસારા બંધ જબરજસ્તીથી અંદર આવવા લાગી.

ડેલીએ કંઇક તકરાર અને તોફાન જાગ્યું છે એવા ભણકાર નિદ્રાધીન મ્હેરામણજીના કર્ણ પર પડતાં તેઓ એવા તો જોસથી ઢોલીયાપર બેઠા થઇ ગયા કે તેની ચારે ઇસો કડાક ! કડાક ! કડાક ! કરતી ભાંગી પડી.

આ વખતે યમન સૈયદની સ્ત્રી અંદર આવી પહોંચી હતી મ્હેરામણજીની આવી અગાધ શકિત જોઇ તેનો બધો ગર્વ ગળી ગયો

પોતાનો પતિ આવા મહાન વીરને હાથે હણાયો છે તેથી તે ઉલટી આનંદિત થઇ અને હાથમાંની ખુલ્લી તલ્લવાર મ્હેરામણજીના ચરણો પાસે મૂકી ખરા અંતરથી ક્ષમા માગી.

મ્હેરામણજી જેવા મહારથીઓને જન્મ આપનાર જનુની ! ધન્ય છે તને અને તારી કૂખે પાકેલા આવા વીર રત્નોને !

# રાવની જબાન કે રામનું બાણ.

ક્રમની સત્તરમી સદીની શરૂઆતમાં કચ્છમાં આમર રજપૂતોએ ખૂબ લૂટફાટ ચલાવેલી. કચ્છમાંથી ધાડમારી સિંધમાં મિરોને આશરે તેઓ નાસી જતા અને તેના બદલામાં ધાડનો અમુક ભાગ મિરોને પણ આપતા.

આ વખતે રાયધર આમર પોતાની ટુકડીના માણસો સાથે ધાડાં મારી રહ્યો હતો. તે ગુંદીયાળીના હાલાઓની હદમાંથી ઘણી આથોવાળી ગયો અને જતાં જતાં હાલાઓને સમાચાર મોકલવાનો તેને વિચાર આવતાં બાજુએથી પસાર થતા એક વટેમાર્ગુ સાથે તેમને કહાવી મોકલ્યું કે “ આમરો તમારી હદની આથો વાળી જાય છે માટે વેલા વારે ચડી ખબર લેજો ”

પણ આ વટેમાર્ગુ કદાચ સંદેશો ન આપે તો ! એવી શંકાથી તેને આ સંદેશો ખાસ યાદ રહે માટે તેનો એક કાન કાપી લીધો. ત્યારથી કહેવાયું છે કે “કાસદ જા કે કન કપ્યા ઐં ?” પણ આમરો એ તો કાસદના એ કાન કાપ્યા.

ત્યાંથી ચાલતાં રસ્તામાં પણ જેનો માલ હાથ આવે તેના પર પોતાની સત્તાની મહોર મારતા, જોર જબરાઇથી ઝુટવી લેતા અને મારફાડ કરતા આમરો આગળને આગળ પોતાનો પંથ કાપ્યે જતા હતા.

આ સમયે ભુજની ગાદીપર મહારાવ શ્રીખેંગારજી પહેલા બિરાજમાન હતા. આમરોના અત્યાચારનો ઇતિહાસ તેમના કાને આવતાં તેઓ આમરોને નસીહત આપવાને ઉત્કંઠિત થઇ રહ્યા હતા એટલામાં આમરોની પાછળ ચડેલા ગુંદીયાળીના હાલા રજપૂતો, રાઓશ્રીની મદદ માટે ભુજ આવી પહોંચ્યા.

આમરોને ટુંકા કરવાનો પ્રથમથીજ રાવશ્રીનો વિચાર દૃઢ થયો હતો તેથી તેમણે પાટવી કુમાર ભોજ રાજજીને લશ્કર સહિત હાલાઓની મદદે ચડી આમરોની જહાંગીરી તોડવા આજ્ઞા આપી.

કુમાર ભોજરાજજીએ ઝટોઝટ બધી તૈયારીઓ કરી લીધી અને તેમણે આમરોનો પીછો પકડ્યો.

ભુજથી પાંચ સાત ગાઉ પર મજલથી કંઇક દૂર ઝાલુ છેલા પાસે આમરોનું મેલાણ પડેલું હતું અને તેઓ અહીંથી ઉપડવાની તૈયારીમાં હતા એટલામાં દૂરથી ધૂળ ઉડતી તેમની નજરે પડતાં તેઓ પણ શસ્ત્ર સજ્જ થઇ સામી ફોજને જવાબ વાળવા તૈયાર થઇ ઉભા.

જરાવારમાં લશ્કર લગોલગ આવી પહોંચ્યું અને કુમાર શ્રી ભોજરાજજીપર ઝાલવામાં આવેલું રાજ છત્તર જોઇ રાયધર આમરને

તેના પિતાનાં ખાસ વચનો યાદ આવ્યાં કે "કચ્છના રાજછત્તર પર કદી પણ ઘા ન કરવો."

હવે શું કરવું એના વિચારમાં જરાવાર આ આમર સરદાર મુંઝાયો પણ પાછો તેજ વખતે સલાહનો વાવટો ચડાવી દીધો,

સુલેહનો વાવટો જોઇ કુમાર ભોજરાજજીએ દરબારી લશ્કરને પણ ઘા ન કરવાની ચેતવણી આપી અને નજીક પહોંચતાં સલાહની ચર્ચા ચાલવા લાગી.

કેટલીક વાટાઘાટ પછી એવો નિશ્ચય થયો કે જેટલો માલ દરબારી અને હાલાઓનો હોય તે પાછો સોંપી દેવો અને તે સિવાય ની લૂટનો માલ અમારો એ લઇ જવો.

આ કરારનો તરત અમલ કરવામાં આવ્યો અને આમરોની ધાડના બે વિભાગ થવા લાગ્યા. વ્હેંચણીનું કામ બરાબર પુરૂં થઇ રહેતાં કુમાર શ્રી ભોજરાજજી પોતાના સઘળા રસાલા સાથે ચાલવા લાગ્યા.

દરબારી હદની ગાયોમાંની એક ગાયનો વાછરડો કોઇ એક કણબીએ વેચાતો લીધો હતો અને તે વાછરડો આમરોની પાંતિમાં આવેલો હોવાથી તે વારંવાર પોતાની મા પાસે દોડી જતો અને આમરો તેને પછો ખેંચી લઇ જતા.

વાછરડાને મા માટે આમ ટળવળતો જોઇ દરબારી લશ્કરમાંથી એક જણ બોલ્યો.

"શું વિસાત છે આ વાછરડાની કે તે એની મા પાસે આવવા આટલો વલવલે છે છતાં તમે નિર્દય બની તેને ખેંચી રહ્યા છો!"

"એવા દયાળુના દીકરા હો તો ગાયનેજ એની પાસે મૂકી જઓને!" પેલા ખેંચનારે ઊંખડેલ જવાબ આપ્યો.

"સમાલ તારી આગળ વધતી જીભને, નહિ તો ભારે પડી જશે. કયા તારા વડીલો આ માલ કમાવવા ગયા હતા?" દરબારી માણસે આગળ આવી પ્રત્યુતર આપ્યો.

"અમે તો સદા અમારા બાહુ બળથીજ કમાઇએ છીએ. આતો તમારા જુવાન કુમાર પર દયા કરી માલ પાછો સોંપ્યો નહિ તર સિંહના ખભા પરથી મધ ખેંચવું એમાં તો કૈકનાં માથા ધૂળ ચાટતાં થઇ જાત.

સુમાર્ગે ચડેલી બીજી બગડી, સામા સામા તલ્વારની મૂઠો પર હાથ પડયા અને ઝપાઝપી ચાલુ થઇ.

બન્ને બાજુ કોલાહલ જામી ગયો સૌએ પોતપોતાનાં હથિયાર ખેંચી લીધાં. મહા મહેનતે મેળવેલો માલ અર્ધો થઇ જવાથી આમરો ઉશ્કેરાયા હતા.

દરબારી લશ્કરની ઉધ્ધતાઇ વિષે રાયધર આમરને તેના માણસો એ ઘણી અતિશયોકિત ભરેલી હકીકત જાહેર કરતાં રાયધર આમર પોતાની સજ્જનતાનો આવો ગેરઉપયોગ થતો જોઇ છંછેડાઇ ઉઠયો અને તે પોતે પણ તલ્વાર તાણી તૂટયો.

તલ્વારોની ઝીકાઝીક ચાલવા લાગી કોઇના હાથ કોઇના પગ ઉડંવા લાગ્યા ઝાલુ છેલાની જમીન લોહીથી તરબોળ બની ગઇ.

કુમાર ભોજરાજજી પણ બહાદુરીથી લડી રહ્યા હતા અને ધીંગાણાનું જોર વધતુ જતું હતું એટલામાં કુમાર ભોજરાજજી પર રાયધર આમરનીજ તલ્વારનો જનોઇ વઢનો ઝાટકો લાગતાં તેઓ પડયા અને તેમની ભેઠમાં રહેલું સુવર્ણજડિત મૂઠવાળું ખંજર આમરોએ ખેંચી લીધું.

કુમાર ભોજરાજજી પડતાં સહુ સ્તબ્ધ બની ગયા અને ધીંગાણું બંધ થયું.

આ દુઃખદાયક સમાચાર ભુજ પહોંચતાં રાવશ્રીના ભાઇ રાયબજીએ આમરોની પીઠ પકડી અને રાયબજીને મોટા લશ્કર સાથે આવતા સાંભળી આમરો ધાસ્તીમાંને ધાસ્તીમાં પહલે કાંઠે નાસી ગયા.

* * * *

ઉપરની વાતપર કેટલોક વખત પસાર થઇ ગયા બાદ એક વખત રાઓશ્રી અમદાવાદ જતાં ધુમલી આવ્યા હતાં ત્યાં ધુમલીના પાદરે તેમણે મેલાણ કર્યું.

રાયધર આમરની ટોળી જે એટલામાંજ લૂટફાટ ચલાવી રહેલ હતી તેમને કાને આ સમાચાર આવતાં તેઓ રાઓશ્રીને મળવા 'જીએરા'ના ગમન ભેદી અવાજ સાથે રાઓશ્રીની છાવણી તરફ આવવા લાગ્યા.

કીનખાબના તંબુની અંદર રેશમી ગાલીચાપર રાઓશ્રી ખેંગારજી આરામ લેવાને પોઢેલા હતા એટલામાં 'જીએરા'નો શોર તેમના કર્ણપર પડતાં તેમણે તપાસ કરાવી તો જણાયું કે આમર રજપૂતો તેમની મુલાકાતે આવે છે.

રાઓશ્રી બેઠા થયા અને આમરો પછે રજા મંગાવી તંબુમાં દાખલ થયા. રાયધર આમરની ભેટમાં કુમાર શ્રી ભોજરાજજીનું સુવર્ણજડિત મૂઠવાળું ખંજર રહેલું જોઇ એક હજુરીએ રાવશ્રીના કાનમાં અવાજ કર્યો કે "બાવા! કુમાર ભોજરાજજીપર ઘા કરનાર એજ આ દુષ્ટ રાયધર છે અને તેની ભેટમાંનું ખંજર પણ કુમારનુંજ છે. આ દેખાવ અમારી આંખો જોઇ શકતી નથી. આપનું ફરમાન હોય તો હમણાંજ એ રાયધરને સ્વર્ગ સદનમાં પહોંચાડી દઇએ."

આ વાતને બીજા પણ સહુએ ટેકો આપ્યો પણ સાગર દિલ કચ્છાધિપતિએ શાન્તિપૂર્વક તેમને પ્રત્યુત્તર દીધો કે "મળવા આવનાર પર ઘા કરવો ગેરવાજબી ગણાય કાઠી કાઠી જે ભાર સેં જુરી પોંધી" (લાકડું પોતાને ભારેજ ભાંગી પડશે.)

રાઓશ્રીનો આવો ઠંડો જવાબ સાંભળી સહુ ચુપ થઇ ગયા એટલામાં રાયધર આમર પણ પોતાના માણસો સહિત નજીક આવી પહોંચ્યો અને રાવશ્રીને નમન કરી બધાએ પોતપોતાનાં સ્થાન લીધાં.

થોડીવાર આડીઅવળી વાતો ચાલ્યા બાદ રાયધર આમર વગેરે રજા લઇ ચાલતા થયા.

તંબુની બહાર નીકળતાં રાયધર આમર તંબુની દોરી ઓળંગતો હતો એટલામાં અકસ્માત તે દોરીમાં તેનો પગ અટવાઇ ગયો અને તે ધબ દેતો પૃથ્વીપર પટકાઇ પડયો.

એજ સુવર્ણ મુદ્રિત હાથાવાળું ખંજર જે આટલો વખત રાયધર આમરની ભેટને શોભાવી રહ્યું હતું તેનું ફળ રાયધર જમીન-

પર પડતાં પહેલાં મ્યાનમાંથી બહાર નીકળી પડયું અને તે જમીનપર પછડાતાંજ તેના પેટની અંદર પેસી ગયું.

આમર સરદારને જમીનપર પડેલો જોઇ બધા તેના માણસો દોડી આવ્યા અને જુએ છે તો ખંજર તેના પેટમાંથી આરપાર નીકળી ગએલું જણાયું. રાયધર આમર તરફડતો હતો.

બધા ગભરાઇ ગયા અને તાત્કાળિક ઉપાયો કરવા દોડયા પણ તેજ વખતે રાયધરના રામ રમી ગયા.

"કાડી કાડીજે ભારસેં જુરી પોંધી" એ વેદ વાકય કચ્છીઓ આજપણ સંભારે છે.



# ભિયોઁ ગારૂડી
## અને
# ભુજીયાનો ભુજંગ.

દ્રવંશી રાજપૂતોના પૂર્વજ દેવેન્દ્રના ચાર દીકરા હતા. અસપત ગજપત, નરપત અને ભૂપત એમાંથી સૌથી મોટા અસપતને નબી મહમદે મુસલમાન બનાવ્યો, નરપતના વંશના સમા થયા, ગજપતના વંશના ચંદ્રચૂડ યાદવને તેના મામાનું વંથલીનું રાજ મળતાં તેના વંશના ચુડાસમા કહેવાયા અને ભૂપતના ભટ્ટી રજપૂતો થયા. તેઓ જેસલમેરના રાજા થયા અને જેસલમેરનો અનુપમ કિલ્લો ચણાવ્યો તેનું વર્ણન કરતાં ચારણ લોકો કહે છે કેઃ-

ગઢ દિલ્લી ગઢ આગરા, ગઢતો વીકાનેર<br>
ભલે ચણાવ્યો ભટ્ટીએ, ગઢતો જેસલમેર.

એ ભટ્ટી વંશમાં એક સમયે મુરરા’ નામે એક મહાન દાનવીર રાજા થઇ ગયો.

ગઢ કાછેજો રાજીયો, મુરૂરા દાતાર
જિકી મંગણે મંગેઓ, સેતેકે હો તૈયાર

આ દાનવીર ભટ્ટી રાજાને સંતતિ ન હોવાથી એ ચિંતા તેના મનમાં રાત દિન ડંખ્યા કરતી સુખ સમૃદ્ધિ રાજવૈભવ સઘળું તેને ઝેર સમાન ભાસતું. સંતતિ માટે તેણે ઘણાં ફાંફાં માર્યાં, ઘણી દવાઓ અને માનતાઓ કરી છતાં એ દુઃખ કોઇ રીતે પણ દૂર થયું નહિ. તે ભાટ, ચારણ, જોગી, જતી, બ્રાહ્મણ કે સૈયદ જે આવે તેને તેની મનની ઇચ્છા મુજબ સંતોષતો અને તેમના આશીર્વાદથી કદીને કદી પોતાની મુરાદ હાંસલ થશે એમ માનતો.

એક દિવસ તેણે સાંભળ્યું કે ગામની પાદરે કોઇ મહાન યોગેશ્વરે ધૂણી નાખી છે અને બધા લોકો તે મહાત્માના દર્શને જાય છે તેથી પોતે પણ તે યોગીરાજનાં દર્શને કોઇને પણ સાથે લીધા વિના નીકળી પડ્યો. અને યોગી પાસે જઈ તેનાં ચરણો દાબવા બેસી ગયો. સાંજનો સમય હોતાં સૌ કોઇ યોગીનાં દર્શન કરી વિખેરાઇ ગયા અને અડધી રાતે જયારે મહાત્મા સમાધિમાંથી જાગૃત થયા ત્યારે તેમણે જોયું કે એક માણસ પોતાનાં ચરણો દબાવતો નીચું મસ્તક કરી બેઠેલો છે, તરતજ તેમણે ભટ્ટી રાજાના શિરપર હાથ મૂકી કહ્યું "બચ્ચા! તું કોણ છે?"

"મહારાજ હું જેસલમેરનો ધણી છું મારે ત્યાં અન્ન ધનના ઢગલા ઉભરાય છે. એકને કહેતાં હજારો ખડા થઇ જાય છે, છતાં હું દુઃખી છું પ્રભુ! મારે ત્યાં શેર માટીની ખોટ છે." ભટ્ટીરાજે નમ્ર ભાવે પોતાનું દુઃખ વ્યકત કર્યું.

દુભાતા હ્રદયના રાજાનાં વચનો સાંભળી યોગીએ પોતાની ધુણી-માંથી ચિપટી ખાક ઉપાડી તે આપી અને કહ્યું "જા! આ તારી સ્ત્રીને ખવડાવ અને તને એક પુત્ર થશે. પણ એક વાત છે કે તે તારા કામનો નહિ થાય."

"મ્હારાજ! જ્યાં સંતતિનાજ વાંધા છે, સવારે ઉઠીને મારૂં મોં પણ જોવા કોઇ રાજી નથી તો પછી મારૂં વાઝીયા મેણું ટળે એટલી કૃપાએ ઘણીજ છે" રાજાએ ગળગળા અવાજે અને આંસુ ભરી આંખે ઉતર આપ્યો.

આ સાંભળી યોગીને કંઇક નવિન ધુન ચડવાથી તેણે બીજી ચિપટી આપીને કહ્યું કે તારે ત્યાં બે છોકરાનો જન્મ થશે. માટે હવે ખુશીથી જા.

જોગી ઝટ રાંકે ડિનેં, ભભૂત ચિપટી ભાર,
(ગઢ) કાછે જે સરધાર, પાંગો લોડેં પ્રેમસે.

ભટ્ટી રાજાના આનંદની અવધિ થઇ અને હર્ષથી ઉછળતા અંતરે તેણે ઘેર જઇ જોગીની આપેલી ખાક રાણીને આપી અને પુત્ર હીન ભટ્ટી રાજા બે કુંવરોનો પિતા થયો તેનો મોટો કુંવર તેજ આપણી કથામાંનો 'ભિયોં ગારૂડી' *

ભિયોં કંઇક સમજણો થયો ત્યારથીજ રાજરમતો અને રાજ-વૈભવો તરફ તેને અણગમો થવા લાગ્યો.

---

* હજી પણ ગારૂડીઓ એજ કારણે ફેંટામાં કલગી રાખે છે.

જરા મોટો થતાં તે મોરલીઓ બનાવતાં શીખ્યો, વગાડતા શીખ્યો અને પોતાના જેવા બાલમિત્રોનું ટોળું એકઠું કરી પગે ઘુઘરા બાંધી માથે કલગીઓ† ચડાવી થનગન થનગન નાચતાં શીખ્યો અને પોતાના મિત્રોને પણ એ કળા શીખવવા લાગ્યો એની મંડળીને પણ એમાં મઝા પડતી અને તે માટે તેઓ દરરોજ ભિયાં પાસે આવવા લાગ્યા.

કંઇ વધારે પુખ્ત ઉમરનો થતાં તે પોતાના દોસ્તો સાથે જંગલમાં જઇ નાગના રાફડાઓ શોધી ત્યાં મોરલી વગાડતો એની મોરલીનો અનેરો આલાપ સાંભળી અસંખ્ય નાગ જ્યાં હોય ત્યાંથી ઝુલતા ઝુલતા દોડી આવતાં પછી તે નાગોને પકડી કરંડીયામાં પુરી મુકતો અને પોતાના મિત્રોને પણ એક એક નાગની ભેટ વ્હેંચી આપતો

આખર જતાં આ એનો નિરંતરનો કાર્યક્રમ થઇ પડયો બસ! એકજ વાત! અને એકજ કામ!

આ વાતો ભટ્ટીરાજાને કાને પડતાં તેણે પણ કુંવરને સમજાવવા ઘણી મહેનત કરી છતાં આ જન્મ ગારૂડી પોતાના કાર્ય ક્રમને ફેરવે તેમ ન હોતું. એના પિતાએ એને પુરી રાખ્યો કેટલાક દિવસ ખાવા એ ન દીધું પણ આ ગારૂડીરાજ એ સ્થિતિમાં પણ ગાન તાનનાં તરંગોમાં મસ્ત રહેતો, જે ચીજ દેખે તે વાગે છે કે નહિ તેની પરીક્ષા કરતો, નાચતો અને ગાતો ભૂખ-તરસનું એને ભાનજ ન હતું.

---

† એનું મુળ નામ ભેરવકુમાર હતું. કચ્છમાં ભિયાં ગારૂડી તરીકે પ્રસિધ્ધ છે.

ભટ્ટી રાજાએ જ્યારે જાણ્યું કે આ છોકરો કોઇપણ રીતે અંકુશમાં આવે તેમ નથી ત્યારે ફરી તેને બોલાવી શાન્તિથી સમજાવ્યો કે “ કુમાર ! તમે રાજા છો અને રાજાને આવા ધંધા ન છાજે. રમતો શીખવી હોય તો શિકારની રમતો શીખો, શર સંધાન શીખો, ગોળીબ્હાર શીખો પણ આ શું માંડયું છે? રાજાના કુમારને મોરલીઓ વગાડવી અને થનગન નાચવું શોભે?”

આ પ્રમાણે અનેક રીતે રાજાએ એને સમજાવ્યો છતાં એ બધી શિખામણો આ ગારૂડી કુમાર પાસે અરણ્ય રૂદન સમાન હતી.

રાજાએ જાણ્યું કે કુમાર હવે કોઇ પણ રીતે હાથમાં રહે તેમ નથી ત્યારે એક દિવસ તેને ચોકખો હુકમ કર્યો કે “કાંતો તારી અવળી ખોપરીના ખેલ છોડી દે અથવા તો મારો મુલક છોડી દે.

આ ગારૂડી વીરે તો રાજની કે મુલકની દરકારજ કેદી રાખી હતી? તેને તો ભાવતું હતું ને વૈદે બતાવ્યા જેવું થયું તેથી તરતજ તે વતન છોડવાની તૈયારીઓ કરવા લાગ્યો. એનું ગારૂડી મંડળ પણ એનામાં એવું મોહી પડયું હતું કે તેઓ પણ બધા એની સાથેજ જવાને તૈયાર થયા.

ગડજી ગારૂડી થેઆ, જામા પેરે તન
મહીપત સંધા મન, મોરલીએં તે મોહીવ્યા.

અંગપર જામા પહેરી ભિયોં કુમાર ગારૂડી બન્યો એ રાજ-હૃદય મોરલીઓ ઉપર મોહી પડયું.

હવે ભિયોં એક આદર્શ ગારૂડી બની ગયો શરીર પર રંગીત જામા, માથે ઝુલતી કલગી અને ફુમતાંવાળી પાઘડી પોતાના બધા સાથીઓને પણ એજ રીતે શણગારીને તેઓ બધા જેસલમેરથી નીકળી પડયા.

ભટ્ટીરાજને યોગીએ વિભૂતિ આપવા વખતે જે વચન ઉચ્ચાર્યું હતું તે અક્ષરશ: સત્ય પડયું. સિદ્ધ પુરૂષોનાં વચન મિથ્યા કેમ થાય?

ભિયોં પોતાના ગારૂડી સૈન્ય સહીત મજલ દર મજલ કરતો ચાલ્યો જાય છે એક દિવસે બપોરે તેમણે એક ડુંગરની તળેટીમાં ઝાડોની છાયા નીચે છાવણી નાખી.

તાપ સખત હતો તેથી બધા ઝાડોના છાંયડા શોધી શોધીને સૂઇ ગયા ભિયોં પણ સુતો છતાં મહાન પુરૂષોનો ઉંઘ નથી આવતી એ નિયમ મુજબ તેનાપર નિદ્રાદેવીએ કૃપા દષ્ટિ કરી નહિ અને તે જાગતોજ પોતાને સ્થાને પડી રહ્યો.

હવે એવું બન્યું કે એજ ડુંગરમાં, જેની વિભૂતિના પ્રતાપે ભટ્ટીરાજને ત્યાં ભિયાં કુમારનો જન્મ થયો હતો તેજ યોગીરાજ ચેલાઓને પોતાની વિદ્યા શીખવી રહ્યા હતા. તેનો અવાજ ભિયાં ગારૂડીને કાને આવતાં તે કુતુહળપૂર્વક ત્યાં ગયો, ગુફાના દ્વાર પાસે કાન દઇ ઉભો રહ્યો અને યોગી જે વિદ્યા પોતાના ચેલાઓને શીખવીં રહ્યા હતા તે એક ચિત્તે સાંભળી રહ્યો.

યોગીએ પોતાની શકિતના પ્રભાવથી જાણી લીધું કે જેસમેલરનો ભિયોં ગારૂડી ગુફાના દ્વારપર ઉભો ઉભો સાંભળી રહ્યો છે એટલે તેણે

તેને અંદર તેડાવ્યો અને એણે શું શુ સાંભળ્યું તે પૂછ્યું. ભિયાંએ તેને જે કુશળતા ભરેલા જવાબ દીધા તેપરથી યોગીને જણાયું કે મારા સમજાવતાં છતાં જે જ્ઞાન મારા ચેલાઓને નથી આવ્યું તે બધું આ ભિયોં ગારૂડી બહાર ઉભો ઉભો જાણી ગયો છે તેથી તેણે ભિયાં ગારૂડીને પોતાની પાસેજ રાખ્યો અને દર રોજ તેને પોતાની ચમત્કારી વિદ્યા શીખવવા માંડી. થોડીજ મુદતમાં આ ચાલાક ગારૂડી બધી વિદ્યાઓમાં પારંગત થઇ ગયો. અને તેણે ગુરૂની રજા માગી ગુરૂએ તેની પીઠ થાપડી અને કહ્યું કે "જયાં સુધી તું દરીયો ઓળંગીશ નહિ ત્યાં સુધી તારી વિદ્યા સોળેકળાએ સંપુર્ણ રહેશે." વળી આશીર્વાદ આપતાં જણાવ્યું કે "તને ગમે તેવો ઝેરી નાગ કરડશે તો પણ તેના ડંખ પર તારી દૃષ્ટિ પડશે તેજ વખતે તેનું બધું ઝેર ઉતરી જશે."

ગુરૂના આ આશીર્વચનો લઇ ભિયોં પોતાની ગારૂડીજમાથને લઇ ચાલવા લાગ્યો. રસ્તામાં ચાલતાં તેણે જાણ્યું કે " શેષાપટણમાં સંઘઇ સંગાર નામે એક મહા કરામતવાળી સ્વરૂપવાન કુમારિકા રાજ કરે છે અને તેનો ખિદ છે કે જે તેને હરાવે તેનેજ પરણવું."

આ વાત સાંભળી સંઘઇ સંગારની કરામત જોવાનું ભિયાંને મન થયું અને તે પોતાના ચેલાઓ સહીત શેષાપટણ તરફ ઉપડયો.

કેટલાક દિવસ બાદ શેષાપટણને પાદરે આવી પહોંચ્યો અને સંઘઇ સંગારને કેમ સમાચાર મોકલવા તેનો વિચાર કરવા લાગ્યો.

બેરીયે બેલી વેંચીયા, ટારે ટારે ચાર
તિની વજાએ વાંસલ્યું, લધાં લાલ સંગાર.

ભિયાં ગારૂડીએ એક એક ટોળામાં ચાર ચાર એવી રીતે પોતાના માણસોને વહેંચી નાખ્યા અને લોકોએ વાંસળીઓ વગાડતાં વગાડતાં સંધઇ સંગારને શોધી લીધી.

સંધઇ સંગારને શોધવા મોરલીયો લઇ ભિયાંગારૂડીના ચેલા નીકળી પડયા પરંતુ ભિયાંનો હુકમ હતો કે કોઇને પણ પૂછયા વિના સંધઇ સંગારને શોધી લેવી તેથી તેઓ શેષાગદણની શેરીએ શેરીએ ફરવા લાગ્યા છતાં કોઈ સ્થાને તેનો પતો લાગ્યો નહિ. પણ એક જગાએ તેમની વાંસળીઓ વાગતી વાગતી એકદમ અટકી ગઇ તે ચાલુ કરવાને તેમણે ઘણી ફૂંકો મારી છતાં વાંસળીઓ ચાલુ નજ થઇ. એટલામાં કોઇના ખડખડાટ હાસ્યનો અવાજ તેમને કાને પડતાં ઉપર જોયું તો રૂપરૂપના અંબાર એવી એક સ્ત્રી ગારૂડીઓને મુંઝાતાં અને ફાંફાં મારતા જોઇ ગોખમાં બેઠી બેઠી તેમના પર હસી રહી છે તેઓ પણ જાણી ગયા કે સંધઇ સંગાર કહેવાય છે તે આપો તે એટલામાં સંધઇએ એ ચારે જણાને બોલાવી લીધા અને પૂછયું કે

ગારૂડી કિન ગામજા, આંજો ગુરૂ ગમાર,
સંધઇ પુછે સવાલ, નાંગ ડેખાડયો નાંગડા.

ગારૂડીઓ! તમે કયા ગામના છો? તમારો ગુરૂ તો કોક ગમાર લાગે છે. સંધઇ પૂછે છે કે હવે તમે તમારા નાગ તો દેખાડો.

જોગી જેસલમેરજો, ગુરૂઆય લાલેં લાલ,
જોરાતા જુડધાર નાંગ વતાયુંક નાંગણયું?

અમારો ગુરૂ મહાન વિદ્યાવાળો જેસલમેરનો યોગી છે હવે અમે અમારા જબરસ્ત નાગો બતાવીએ કે નગાણીઓ?

ત્યારે સંઘઇએ ઉત્તર આપ્યો નાગ પણ બતાવો અને નાગણીઓ પણ બતાવો.

ગારૂડીઓએ પોતાના કરંડીયા ખોલવા માંડયા પણ અંદર જુઓ તો:—

નાંગ બ્યા નિકરી, જેંજે મથે મણી,
બમોઇ સંધા બચલા, સે રેઆ કર ખણી.

નાગ તો બધા નીકળી ગયા હતા કે જેમને માથે મણી હતા તેને બદલે અહીં તો બમોઇનાં બચલાં ફેણ ઉંચી કરી રહ્યાં હતાં.

ગારૂડીઓ વિસ્મિત થયા અને કરંડીયા તપાસવા લાગ્યા કે એમાંથી નાગો કયાંક બહાર નીકળી ગયા કે શું? પરંતુ નાગ તો સંઘઇની વિદ્યાથી અલોપ થયા હતા તે ક્યાંથી દેખાય?

હવે સંઘઇ ગુસ્સો બતાવતી બોલી કે કાંતો તમારા જુડધાર નાગ દેખાડો નહિ તો મારી પાસે કેદ થાઓ.

ચારે જણા સંઘઇના બંદીવાન થયા અને સંઘઇએ તેમને ઘંટી દળવાને બેસાડી દીધા.

બધા ગારૂડીઓ સાંજે પોતાનાં મેલાણુ પર પહોંચી ગયા પણ ચાર જણાની એક ટોળી ન આવી તેથી ભિયાં ગારૂડીએ અનુમાન કર્યું કે એમને જરૂર સંઘઇએ ફસાવ્યા હશે. એણે વિચાર્યું કે મારે પણ હવે બતાવવું કે ભિયાં ગારૂડીના ચેલાઓને કેદ કરવા તે છોકરાઓની રમત નથી આ કારણથી તે શેષા પટ્ટણની સ્ત્રીઓ જે કુવે પાણી ભરવા આવતી ત્યાં જઇને ઉભો રહ્યો જ્યારે સંઘઇ

સંગારની દાસીઓ પાણી ભરવા આવી ત્યારે પોતાનું તુંબડું લઇ પાણી ભરી આપવા તેમને કહ્યું દાસીઓએ મુસાફર જાણી તુંબડામાં પાણી નાખવા માંડયું એક ઘડો નાખ્યો બે નાખ્યા ચાર નાખ્યા તુંબડું તો કેમ કર્યું ભરાય નહિ. તેઓ પોતપોતામાં કહેવા લાગી "અરર! આતે તુંબડું કે તળાવ! આ પણ મુઓ કોક જાદુગર જણાય છે."

ભિયોં વળી બોલ્યો બાઇ! જરા, સરખું પાણી રેડો તો હમણાં ભરાશે વળી પેલી બાઇઓએ બેચાર ઘડા નાખ્યા પણ તુંબડું ભરાયું નહિ ત્યારે કંટાળીને બોલી કે "તને પાણી જોઇતું હોય તો તું પોતેજ ભરી લે."

હવે ભિયાં ગારૂડીએ તુંબડામાં દોરી બાંધી તેને કુવામાં સેતરવા માંડયું અને ઉપરથી પાણી ભરવા આવેલી સંઘઇની દાસીઓએ પણ પોતાના ઘડા કુવામાં નાંખ્યા, ત્યાં થયું શું કે બધા ઘડા કુવામાંજ અટકી ગયા. તે કેમે કરતાં બહાર નીકળેજ નહિ એમના ઘડા અટકેલા જોઇ બીજી સ્ત્રીઓ પણ ત્યાંથી નાઠી અને આ દાસીઓ પણ છેવટે પાણી વગર આ જાદુગરને ગાળો દેતી દેતી ચાલી ગઇ અને સઘળી હકીકતથી સંઘઇને વાકેફ કરી.

સંઘઇએ જાણ્યું કે ગુરૂ પણ કંઇ નબળો તો નથી. તેથી તેણે પોતાની બેન તગઇને એની પરીક્ષા કરવા મોકલી.

તગઇ ભિયાં ગારૂડીની છાવણીમાં આવી પહોંચી પણ ચાકરોએ કહ્યું કે હમણાં ગુરૂ મહારાજ સૂતા છે. તે જાગશે નહિ તગઇને તો

એનું મોઢું જોવું હતું તેથી તેણે પોતે સૂતેલા ભિર્યાં પાસે જઇને એના પરનું લુગડું ઉતાર્યું તો ચાર કાળીંગા હારોહાર લાંબા થઇને પડેલા જણાયા. તે જોઇ તગઇ ભોંઠી પડી ગઇ અને તેણે માણસોને અરજ કરી કે મને તમારા ગુરૂનાં દર્શન કરાવો એના એક માણસે પોતાને હાથે ભિર્યાંના મોં પરથી લુગડું ઉંચું કર્યું તો ભિર્યો ગારૂડી સૂતો હતો તે જાગી ગયો અને સંધઇની બેન આવેલી જાણી ખુશી થયો. તેણે માણસોને હુકમ કર્યો કે એક તંબુમાં ધાણી બનાવી તેમાં આ તગઇને જોડી દો.

આ સાંભળી તગઇ ગભરાવા લાગી અને કહ્યું કે વિના વાંકે ધાણીની શિક્ષા ?

વિના વાંકે મારા ચેલાઓને ઘંટીની શિક્ષા કરતાં જેમ તારી બેને કંઈ વિચાર ન કર્યો તો હું પણ તને ધાણીની શિક્ષા કરતાં તારા વાંકનો ક્યાં વિચાર કરવા બેસું ?

તગઇને બીજા તંબુમાં લઇ જવામાં આવી અને ઉંટને બદલે ધાણીમાં એનેજ જોડી દીધી.

આ વાતની સંધઇને જાણ થતાં તે પણ પોતાની બેનને ધાણી-માંથી છોડાવવા દોડતી આવી.

સંધઇને આવતી જોઇ ભિર્યો પાછો ઉંઘવાનો ડોળ કરી સુઇ ગયો. સંધઇએ જોયું તો તેને પણ ભિર્યાંને બદલે કાળીંગા જોવામાં આવતાં તે તો છરી લઇ કાળીંગા ખાવા માટે કાપવા તૈયાર થઇ પણ માણસોએ કહ્યું કે જો આ કાળીંગા ખાઇશ તો એમાં જેટલા બીજ

છે તેટલા ભિયાં ગારૂડી તારા પેટમાં ઉછળવા લાગશે આથી ડરી જઈ તે પણ ભિયાંની મુલાકાત માટે તેના માણસોને વીનવવા લાગી અને માણસોએ તરતજ ભિયાંનાં દર્શન કરાવ્યાં.

'કર્મ છુપે નહિ ભભુત લગાયે' એ કહેવત અનુસાર જ્યારે સંધઇએ ગારૂડીના વેશમાં પણ ભિયાંનું રાજકુમાર જેવું ગુલાબી વદન અને તેની તેજસ્વી આંખો જોઈ ત્યારે તે ભિયાંના સ્વરૂપ પર ખરે ખર મોહી પડી. ચારે આંખો એક થઈ અને બન્ને હૃદયોમાં પ્રેમનાં ઝરણાં ધસારાબંધ વહેવા લાગ્યા.

ભિયાંએ સંધઇને આવવાનુ કારણ પૂછતાં તે બોલી કે તમે અમારા મ્હેમાન છો માટે આવતી કાલે મારે ત્યા જમવા પધારજો

"પણ મારા માણસો ઘણા છે તમે નહી જમાડી શકો" ભિયાં એ કણ ચાંપી જોવાની વૃતિથી કહ્યું.

"ગમે તેટલા માણસ હોય પણ સૌને તેડી તમારે જરૂર આવવું પડશે."

"આટલો બધો તમારો આગ્રહ છે તો ઠીક છે, અમોને આવવામાં કશી હરકત નથી."

હવે સંધઇએ પોતાની બેનને તેડી જવાની રજા માગી તેના જવાબમાં ભિયાંએ જણાવ્યું કે અમારા માણસોને તું રજા આપીશ ત્યારેજ તારી બેનનો અહીંથી છુટકો થવાનો છે.

"તમારા માણસોને તો મેં મારા નવસો નાગની રસોઇ માટે ઘંટી પર દળવા બેસાડયા છે તેઓ દળી રહેશે ત્યારે રજા આપી દઇશ" સંધઇએ કટાક્ષમાં કહ્યું.

"મારા માણસોને તેં ઘંટી પર બેસાડયા છે તો તારી બેનને મેં ઘાણી પર બેસાડી છે અને તેને રજા આપું તો મારા માણસોની રસોઇ અટકી પડે ને! કશી હરકત નહિ! મારા માણસો તારી ઘંટી સાચવે છે તો તારી બેન મારી ઘાણી સાચવે છે."

સંઘઇએ વિચાર્યું કે આમાં તો મનેજ નુકશાન થાય તેમ છે. તેણે તેજ વખતે ભિયાં ગારૂડના ચારે માણસોને તેડાવી લીધા અને ભિયાં એ તગઇને છુટી કરી.

જવા વખતે સંઘઇએ પાછી નોતરાની યાદ આપી અને બંને બ્હેનો ભિયાંની રજા લઇ ચાલતી થઇ.

બીજે દિવસે જમવાના વખતથી જરા પહેલાં ભિયાંએ પોતાના એક માણસને સંગઇને ત્યાં જમવા મોકલ્યો તેણે ત્યાં જઈ કહ્યું કે મારે મારા ગુરૂને કામે હમણાજ બહાર ગામ જવાનું છે તેથી હું વહેલો જમવા આવ્યો છું.

તરત તેને જમવા બેસાડવામાં આવ્યો થાળી પણ આવી અને તેજ વખતે ખાલી થઇ ગઇ. ભિયાંનો મોકલેલો ચેલો એમ ઓછોજ ધરાવાનો હતો? એણે તો વાસણો, કડાઇ, કોઠીયો સાવ સાફાચટ કરી દીધાં અને હજી પોતે ભૂખ્યો હોવાથી ખાવાનું લાવવાની માગણી પર માગણી કરવા લાગ્યો.

સંઘઇ આ તળીયા વગરની કોઠીને જોઇ અકળાઇ ગઇ તેણે પુછ્યું "તારા જેવા કેટલા માણસો ભિયાં પાસે છે? તે બોલ્યો હું તો ભિયાંના ચેલાઓનો પણ ચેલો છું અને એવા તો એકસો ચાળીસ માણસો બધા જમવા આવવાને તૈયાર બેઠા છે.

સંઘઇની આંખ ફાટી ગઇ તેણે વિચાર્યું કે હવે લાજ રહેવી મુસ્કેલ છે. હવે શું ઉપાય કરવો તે બાબત તેની બેનની સલાહ લેતાં તગઇ બોલી તું તારૂં અભિમાન મૂકી ભિયાંના પગ પકડ તો તે કંઇક રસ્તો કહાડી દેશે.

સંઘઇ મોંમાં જોડો લઇ ઉઘાડે પગે ભિયાં પાસે દોડી ગઇ અને બધી હકીકત જણાવી કહ્યુ કે હવે મારી લાજ તમારા હાથમાં છે.

સંઘઇનો ગર્વ ગળી ગયો જાણી ભિયાંએ તેને દિલાસો દીધો અને કહ્યુ કે કંઇ ફિકર નહિ તું તારે ખુશીથી જા હું હમણાજ મારા માણુસો સાથે આવું છું.

સંઘઇના જીવમાં જીવ આવ્યો, તે પાછી વળી અને ભિર્યો પણ પોતાના શિષ્ય સમાજ સાથે સંઘઇને ત્યાં આવી પહોચ્યો અને એક કોઠીપર લુગડું ઢાંકી બધાં માણુસોને જમવા બેસી જવા હુકમ કર્યો.

બધા માણસો જમી ગયા છતાં કોઠી તો શ્રિકાર ભરેલી હતી તે જોઇ સંઘઇ ભિયાંની કરામત પર કુરબાન થવા લાગી.

"ગારૂડ. વર ! તમે પરણેલા છો?" સંઘઇએ શરમાતાં શરમાતાં સવાલ પૂછ્યો.

"પરણેલા તો શું? પણ પરણેલાને પડખેયે નથી બેઠા અમારે તે વળી પરણવાં કેવાં? પરણવું હતે તો રાજ વૈભવ અને મોજ મજાહને પડતાં મેલી કાળાનાગનાં દર કેમ શોધતે?

"ત્યારે આમ કુંવારી જીંદગી કેમ વીતશે?"

"કેમ વીતશે? જેમ તમારી વીતે છે તેમ! કારણકે હવે અમને વેરાગીઓને પોતાની જીંદગી વેચવા કોણ તૈયાર થાય?" ગારૂડી હવે મુદ્દાના સવાલ પર આવ્યો.

"જે જીંદગી રાજાઓ ન માણી શકે તે તમે વેરાગીના વેશમાં માણી રહ્યા છો તમારી પાસે જીંદગી વેચનાર તો ભાગ્યશાળી ગણાય."

સંધઇનું ઇંદ્રની અપ્સરા જેવું સ્વરૂપ જોઇ ભિયોં પણ તેના પ્રેમ માટે ઝાંખી રહ્યો હતો અને સંધઇની પણ એજ સ્થિતિ હતી.

સંધઇએ પોતાની પ્રતિજ્ઞા ભિયાંને કહી સંભળાવી અને છેલ્લી કસોટી કરવા કહ્યું કે મારવાડના બધા ડુંગરમાં એક જબર જંગ ભુજંગ દેવ રહે છે તેને નાથી આવનારનેજ હુ વરી શકું તેમ છે.

ગારૂડી રાજે કહ્યું એ મારૂં કામ! નાગોને નમાવવાને તો મેં જન્મ લીધો છે. તો એ બિચારો કયાં જવાનો હતો?

આમ કહી તરત તે પોતાના સાગીદોંને લઇ મારવાડ તરફ ઉતરી પડયો અને તપાસ કરતો કરતો નાગના રહેઠાણ પાસે આવી રાફડાના મ્હોં આગળ બેસી એણે પોતાની મૈંાવર * કોઇ અજબ આલાપથી છેડવા માંડી.

ભિયાં ગારૂડીની મૈંાવરનો મનહર રણકાર સાંભળી નાગ બહાર નીકળી આવ્યો અને એના અવાજના તાનપર ભાન ભૂલી ઝુલવા લાગ્યો નાગ ખૂબ પ્રસન્ન થયો અને ભિયાંને કહ્યું માગ જે જોઇએ તે.

---

* મોરલી

"હું તો તને નાથવા આવ્યો છું" ભિયાંએ જવાબ દીધો.

"મને નાથવાથી શું ફાયદો થવાનો છે?" નાગે પૂછ્યું.

"ફાયદો એજ કે મારે સંધાઇ સંગારને વરવું છે. અને તેની બાધા છે કે તને નાથ્યા પછીજ તેણે લગ્ન કરવાં. તેથીએ બાધા મારે કોઇ પણ જોખમે પુરી કરવાની છે અને તને હવે વશ થયેજ છૂટકો છે."

સંધાઇનું નામ સાંભળતાંજ નાગ ભડકયો. તેણે વિચાર્યું કે આ ભિર્યો ગારૂડી હવે મને કોઇ પણ રીતે છોડશે નહિ ભિર્યો અને આ ભુજંગ બંને એકજ લખગુરૂના શિષ્ય હોવાથી ભિયાંની કરામતોથી કોઇ નહિ ખાટી શકે એમ તેને ખબર હોવાથી હવે અહીંથી પલાયન થઇ જવાનો તેણે નિશ્ચય કર્યો. અને ભિર્યાનું વાકય પુરૂં થાય તે પહેલાં તો તે એકદમ જમીનમાં પેસી ગયો અને પાતાળ માર્ગે ભાગવા લાગ્યો. પણ ભિર્યો એને છોડે તેમ ન હતું. તેથી તેણે એની લાર પકડી નાગ જમીનની અંદર ચાલ્યો જાય છે અને ભિર્યો જમીન ઉપર નાગની પાછળ ચાલ્યો જાય છે. નાગે વિચાર્યું કે આ મુશ્કેલી મારા ગુરૂ વગર કોઇ ટાળી શકે તેમ નથી. તેથી ગુરૂની ગુફામાં જઈ તેણે ભિર્યા ગારૂડીનો પોતાપર ગુજરતો જુલમ લખગુરૂ પાસે કહી બતાવ્યો.

એક ગુરૂના શિષ્યો ગુરૂભાઈ કહેવાય અને ભાઇ પર એક સ્ત્રી માટે ભિર્યાને જુલમ ગુજારતો જોઇ તેમના ગુરૂને પણ ગુસ્સો ચડયો. તેથી તેણે નાગને કહ્યું કે એને મેં બે વરદાન આપેલાં છે. એક એકે જ્યારે તે દરીઓ ઓળંગશે ત્યારે તેની શકિત ઘટી જશે. માટે તું કાઠિયાવાડમાંથી દરીયો ઓળંગી કચ્છમાં જઇશ તો ત્યાં એનું બળ

ઘટી જશે. બીજું એવું વરદાન છે કે જ્યાં એની નજર ન પડે તે જગાએ જો કોઈ નાગ એને કરડે તોજ તે મરે—આ બે વાતો જણાવી ગુરૂએ તેને કચ્છ જવાની આજ્ઞા કરતાં તેજ ક્ષણે તે પાછો નાસવા મંડયો. ચાલતાં ચાલતાં નાગની બંદરે આવી માથું કાઢયું તો પાછળ ભિયોં પણ ચાલતો આવે છે તે જોતાં વળી જમીનમાં પેસી ગયો અને જામનગર પાસેની નાગ નદી નીચેથી ચાલી કચ્છનો અખાત ઓળંગી કચ્છમાં દાખલ થઇ ગયો અને કચ્છની નાગમતી* નદી નીચેથી ચાલતો ચાડવા ડુંગર પાસે મ્હોં કાઢયું તો ત્યાં કાળી ભમ્મર જેવી ભેંસો ચરી રહી હતી. આ નાગ પણ પોતાનું સ્વરૂપ બદલાવી પાડાને વેશે ધણમાં દાખલ થઇ ગયો. તેણે વિચાર્યું કે થોડી મુદત હું છુપાવેશમાં રહું ને ભિયોં પાછો વળી જાય તો ભવિષ્યની પણ બધી ચિંતાઓ મટી જાય. તેથી તે પાડા સ્વરૂપે ધણમાં રહેવા લાગ્યો ગોવાળીઆ પણ આ સુંદર નવા પાડાને † જોઇને ખુશી થયા અને હવે તે પાછો ભાગી જાય નહિ તેની સંભાળ રાખવા લાગ્યા.

બેચાર દિવસો આમ ગયા ત્યાં તો ભિયોં ગારૂડી ભોંયને સુંઘતો સુંઘતો ચાડવા ડુંગર પર આવી પહોંચ્યો અને આ ભેંસોના ટોળા-

---

* ભુજપર પાસે થઇને નવીનાળની ખાડીમાં પડે છે તે નાગમતી નદી અને જામનગર પાસેની નાગ નદી બંને સામસામી આવેલી કહેવાય છે, અને એ માર્ગેથી નાગ ચાલેલ હોવાથી એ નદીઓનાં નામ નાગ નદી પડયાનું પણ કહેવાય છે.

† કચ્છમાં જે ભેંસો નાગોરીઉં કહેવાય છે તે એ પાડાની ઓલાદ છે એવી વાત ચાલે છે.

માંજ એ નાગ છે એમ જાણી ગયો. ગોવાળીઆને પૂછતાં તેઓ વાત ઉડાવવા લાગ્યા ત્યારે આ ગારૂડી કુમારે પોતાની મોવર કહાડી તેને બજાવવા માંડી મોરલી વગાડવામાં તલ્લીન રહેવા છતાં ભિયેં ભેંસોના ટોળામાં ચોતરફ બારીકીથી જોવા લાગ્યો. અને થોડી વારમાંજ મોરલીના અવાજના તાલપર એક પાડાને ઝુલતો જોઇ તે તેના તરફ દોડયો અને નાગે તરતજ પાતાળ માર્ગે પ્રવેશ કર્યો ને નાસવા મંડયો.

નાગ પાસે હવે એકજ ઇલાજ બાકી હતો ભુજીયા ડુંગર પર એની માસી નાગદામણી રહેતી હતી તેનો આશરો લેવાની એને આશા આવતાં તે તરતજ ત્યાંથી ભુજીયા ડુંગરમાં જઇ તેની માસીના રાફડામાં બેસી રહ્યો,

બીજે દિવસે ભિયેં પણ ભુજીયા પર આવી લાગ્યો. તે વખતે આ નાગ અને એની માસી નાગદામણી રાફડાના મોં પાસે બેઠાં હતાં અને બે નાગમંગા * એમના પરીયા વાંચી રહ્યા હતા.

નાગદામણીએ ભિયાંને જોતાં તેને થોડી વાર રહીને આવવા કહ્યું પણ ભિયાં એ જવાબ દીધો કે એણે મને એટલો દુઃખી કર્યો છે કે આજ તો એને પકડવા વગર નહિજ મૂકું.

---

* નાગ મંગા નાગ સિવાય બીજા કોઇને પણ જાચતા નથી અને જેમ ભાટ લોકો—વહીવંચા—આપણા પરીયા વાંચે છે તેમ નાગ મંગા નાગોના પરીયા વાંચી તેમની પાસેજ શીખ લે છે એવી લોકોકિત છે.

નાગે તરત જમીનનો રસ્તો પકડ્યો અને પાછળ ભિયોં પોતાના ચેલાઓ સહિત તેને પકડવા દોડવા લાગ્યો.

ભિયાંની કળા ઘટતી જતી હતી અને એનો ભેદ નાગ જાણતો હોવાથી તે થોડેક આગળ જઇ એક લાકડી સ્વરૂપે પડી રહ્યો.

વળેલી મૂઠવાળી આ સુંદર લાકડી ભિયાંના જોવામાં આવતાં તેણે તે લઇ લીધી અને પોતાની ગરદન પર મૂકતાં લાકડી એક કાળા નાગમાં ફેરવાઇ ગઇ અને ભિયાંની ગરદનપર પાછલા ભાગમાં જ્યાં તેની દષ્ટિ ન પહોંચે ત્યાં ઝેરી ડંખ દીધો કે તરત ભિયોં ધાડ! કરતો જમીનપર પટકાઇ પડ્યો.

હવે તેને યાદ આવ્યું કે સંઘઇ સંગારના મોહમાં ગુરૂએ દરીઓ ઓળંગવાની કરેલી મનાઇ તે તદન ભૂલી ગયો હતો.

આવી રીતે ભટ્ટી રાજાનો ભૈરવ કુમાર તે આમણો ભિયોં ગારૂડી સંઘઇ સંગારનારના સ્નેહના સપાટામાં સપડાઇ તેનો ભોગ બન્યો.

ભિયાંએ જાણ્યું કે હવે બચવાની આશા નથીજ ત્યારે તેણે પોતાના ચેલાઓને એકઠા કરીને કહ્યું કે મારા શબને અગ્નિસંસ્કાર કરતાં મારૂં શરીર રાંધી તમો બધા એકઠા થઇને ખાઇ જજો અને અને તમે દરેક મારા જેવાજ ક્રિયાવાન થાશો. આ નાગનું વેર પણ તમે તોજ વાળી શકશો અને મારી સદ્દગતિ પણ ત્યારેજ થશે.

આટલું બોલી ભૂપતવંશના આ ગારૂડી કુમારે પોતાના પ્રાણ તજી દીધા.

ગુરૂની આજ્ઞા પ્રમાણે ચેલાઓ સબને ઉપાડી ગયા અને તેના મૃત શરીરના કકડા કરી રાંધવા લાગ્યા.

નાગને આ ખબર પહોંચતાં તેણે વિચાર્યું કે એક ભિર્યા ગારૂડીને લીધે મારે આટલો ત્રાસ સહન કરવો પડયો તો હવે એકસો ચાળીસ ભિર્યા થશે તો કોણ જાણે મને શું એ કરશે. આનો ઇલાજ કરવા તેણી નવી જાળ બિછાવવા માંડી.

નાગ બ્રાહ્મણનું રૂપ ધારી જ્યાં ચેલાઓ એના ગુરૂનું શરીર રાંધી રહ્યા હતા ત્યાં પહોંચી ગયો અને પુછ્યું કે આ શું કરો છો?

"મહારાજ! અમારો ગુરૂ ભિર્યો ગારૂડી ગુજરી જતાં તેની આજ્ઞા પ્રમાણે તેના શબને અમો રાંધીએ છીએ."

"રાંધીને પછી શું કરશો."

"અમારા ગુરૂનો હુકમ છે કે તેનું શરીર અમારે રાંધીને ખાઇ જવું અને એમ કરવાથી અમો અમારા ગુરૂ જેવાજ બળવાન થઇશું".

"અરરર! ગુરૂનું શરીર? અને રાંધો છો! ધિક્કાર છે તમને અભાગીયાઓ! રૈરવ નર્કમાં પણ તમારો આરો નહિ આવે! વળી એનુ શરીર તો આખું ઝેરમય છે તે ખાશો તો કુતરાને મોતે મરી જશો તમારા ગુરૂએ પોતાના ગુરૂભાઇને સતાવતાં પ્રાણ ખોયા તો તમે ગુરૂનું માંસ કુતરાઓની માફક ખાવા તૈયાર થયા છો તે તમારૂ શું થશે તેનો વિચાર કરો. હજી મારી વાત માનો અને જીવતા રહેવું હોય તો આહાંડલાંને દરીયામાં નાખીદો અને ગુરૂના શરીરના

આવા હાલ કર્યા તે માટે તોબા કરો.'' બ્રાહ્મણે પોતાની બાજી ખેલવા માંડી.

બ્રાહ્મણની એક એક વાત ચેલાઓના અંતરમાં ઉંડી ઉંડી ઉતરતી ગઇ અને તેજ વખતે તેમણે .પોતાનો નિશ્ચય ફેરવી નાખ્યો કેટલાકને ઝેરની ધાસ્તી લાગી કેટલાકને પાપની ધાસ્તી લાગી, કેટલાકને મોતની ધાસ્તી લાગી.

બધા એક મત થઇ ગયા હાંડલાને દરીઆમાં તારી આવ્યા તે તરતાં કામરૂદેશમાં પહોંચવાથી જાદુગરી કળા પણ ત્યાં ગઇ એમ કહેવાય છે.

ભિર્યાના ચેલા ગારૂડીઓને માત્ર ·વાસ આવી અને તેટલીજ શકિત હાલ તેમનામાં મોજુદ છે.

નાગે ત્યાર પછી ભુજીયામાંજ વાસો કીધો અને આજ પર્યંત નાગપંચમીને દિવસે કચ્છના રાઓશ્રી મોટી સવારી સાથે ત્યાં જાયછે.

નગરે નાગણુ નીપજે, નાગ કદી નવ હોય,
ભુજ વાળા બોરીંગથી, કદી ન પોચે કોઇ.



# પાપનાં પગથીઆં.

## (૧)



“બહેન! એક પાણીનો લોટો ભરી લાવીશ?” કચ્છનો દિવાન પુંજોશેઠ અબડાસાના એક ગામડામાં જઈ ચડતાં તૃષાતુર થવાથી લોહાણાના ઘરની તપાસ કરી બારણે ઉભેલી એક જુવાન છોકરીને પાણી લાવવા તેણે ઉપરોક્ત પ્રશ્ન કર્યો.

છોકરી તરતજ ઘરમાં ગઈ અને પિત્તળનો ચકચકતો લોટો ભરી લાવી પૂંજાશેઠના હાથમાં મૂકયો.

બાલ્ય કાળ ઓળંગી યુવાવસ્થામાં કયારનીએ પ્રવેશી ચૂકેલી હોવા છતાં તેણે કેડીયું * પહેરેલું હતું તે જોઈ, “હજુલગી એ બાઈનાં લગ્ન કેમ નહિ થયાં હોય?” એ પ્રશ્ન પૂંજાશેઠના મનમાં ઘોળાઈ રહ્યો.

“બાઈ! તારો બાપ શું મરી ગયો છે?” પાણીનો લોટો મોઢે અડાડયા વગર પુંજાશેઠે સવાલ કર્યો.

---

* છોકરી જ્યાં લગી કુંવારી હોય ત્યાં લગી કેડીયું પહેરે એવો જુનો રિવાજ હતો.

આવા વિચિત્ર સવાલથી પેલી કુમારીકા ગભરાઈ ગઇ છતાં ધીરજથી બોલી "મારો બાપ તો ખેતરે ગયા છે."

"જા! તારા બાપને કહે કે કચ્છનો દિવાન પૂંજોશેઠ તને હમણાંજ બોલાવે છે" પુંજાશેઠે પ્રધાનપદ પરથી હુકમ કર્યો.

"તમે જરા બેસો, હું હમણાજ બોલાવી આવું છું" આમ કહી બાઇએ આંગણામાં ખાટલો નાંખી ગોદડું પાથરી દીધું અને પૂંજો શેઠ ઘોડાપરથી નીચે ઉતરી પાણીનો લોટો જેમનો તેમ જમીન પર રાખી ખાટલાપર આડે પડખે પડયો. છોકરી તેના બાપને બોલાવવા દોડી ગઇ.

પુંજા શેઠનું નામ સાંભળીને બ્હાવરા જેવો બનેલો તે કુમારિકાનો પિતા પણ થોડીવારમાં હાંફતો હાંફતો આવી લાગ્યો અને હાથ જોડી હુકમની રાહ જોતો ઉભો રહ્યો.

"તું કોણ છે?" પુંજા શેઠે પ્રશ્ન કર્યો.

"હું લોહાણો છું, હુકમ હોય તે ફરમાવો."

"આ બાઇ તારી દીકરી થાય?"

"મેં તો ધાર્યું હતું કે એનો બાપ મરી ગયો હોવો જોઇએ."

"હજી તો મુઆને વાંકે જીવતો રહયો છું બાપલા!"

"તું જીવતો છે તો શું બીજા મરી ગયા છે કે આવી જુવાન દીકરીને હજી ઘેર બેસાડી રહ્યો છે?"

"મરી પણ નથી ગયા અને જીવતા પણ નથી એવું છે બાપા! નહિ તો આમ કેમ બને? હુંયે સમજું છું કે ઘરમાં જુવાન

દીકરીનો વાસો અને સરપનો વાસો એ બેય સરખાં છે. અને એજ વિચારમાં ને વિચારમાં રાતે નીંદર પણ નથી આવતી છતાં ન છૂટકે લગ્ન લંબાવવા પડે છે બાપ!

"પણ લગ્ન લંબાવવાનું કારણ શું છે? ઝટ કહે."

"ગોર મહારાજોના જુલમ સિવાય બીજું કંઇ પણ કારણ નથી. નહિ તો ગયે શિઆળેજ બાઇના લગ્ન થઇ ગયાં હોત. અધુરામાં પુરૂં વળી દુકાળમાં અધિક માસ આવ્યો અને એક બળદ પણ મરી ગયો. વધુ પૈસા ધીરવાની વોરે મના કરી અને લગ્ન થતાં અટકી ગયા કારણ એક તરફ અમારૂં ગરીબ માણસોનું લગ્ન ખર્ચ અને બીજી તરફ ગોર મહારાજોના લાગાલગમનું ખર્ચ રાખીએ તો ગોર-વાળું પલ્લુ નીચું નમી જાય. આ દુઃખને લીધે વખત લંબાતો ગયો પણ હવે આવતી સાલે બાઇને પરણાવીને એ દેવામાંથી મુક્ત થઇશ એવી પ્રભુમાં આશા છે" આમ કહેતાંની સાથે છોકરીના બાપની આંખોમાંથી દડ દડ આંસુ ટપકવા લાગ્યા અને તે ગુમ સુમ ઉભો રહ્યો.

પોતાના જ્ઞાતિબંધુની આવી કરૂણ હાલત જોઇ પુંજાશેઠને પણ દયા આવી અને સારસ્વતોના નિરંકુશ અમલનો કોઇપણ રીતે અંત આણવા તેણે પોતાના મન સાથે નિશ્ચય કર્યો.

"બસ એજ કારણ?" પુંજા શેઠે પ્રશ્ન કર્યો.

"એજ બાપા!"

"ગરીબ લોહાણાઓ ઉપર પણ સારસ્વતોનો આટલો જુલમ!" પુંજા શેઠના મ્હોંમાંથી એકદમ આ શબ્દો બહાર આવ્યા.

પુંજોશેઠ ખાટલા પરથી ઉભો થયો અને નીચે પડેલો પાણીનો લોટો એમજ રહેવા દઇ ઘોડેસ્વાર થઇ ઘોડાને ભુજ તરફ ચાંપી દીધો.

ભુજ જઇ બીજેજ દિવસે તેણે મહાજન એકઠું કર્યું પેલા ગરીબ જ્ઞાતિ બંધુની દુર્દશાનું વર્ણન કર્યું અને ગોરોના લાગા ગરીબોપર કેટલા અસહ્ય છે તે પૂરવાર કરી બતાવ્યું.

દરેક પ્રસંગના ગોરોના કર નક્કી કરી તેવા કાયદાઓનો ખરડો બનાવવામાં આવ્યો અને તેમાં સહી કરવાને સારસ્વતોના પટેલોને બોલાવવામાં આવ્યા.

"મહારાજ! આ વાંચી જુઓ ને સહી કરો" મહાજનના પ્રતિનિધિએ કાયદાઓનો ખરડો મહારાજોના અગ્રેસરને આપતાં કહ્યું.

"આ તો અમારૂં મોત છે! એ મોતના ખતમાં મતું મારી શકાય તેમ નથી. પરાપૂર્વથી ચાલતા આવતા કાયદા કાનુનોમાં કાપકૂપ કરવાનો તમારો કે કોઇનો અધિકાર નથી."

"અધિકાર તો મહારાજ જેને ઘડવાનો છે તેને તોડવાનો પણ છે, પરાપૂર્વથી ચાલતા આવતા ગેરધોરણની ગંભીરતા જ્યારે જણાય ત્યારે તેવાં ધોરણ ટુંકા કરવાનો પણ અમોને જરૂર હક છે માટે આમાં તો તમારે સહી કરેજ છૂટકો છે."

"તમારા પુર્વજોએ ઘડેલા ધારાધોરણો અમારી દયા ખાઇ ઘડેલા નથી પણ અમારા વડીલોએ તમારે માટે માથાં હોમ્યાં હતાં હતાં માથાં! અને તેને લીધેજ અમે અમારા હક ખાઇએ છીએ."

"એ જમાના જતા રહ્યા છે તમારા પૂર્વજો અને અમારા પૂર્વજો પોતપોતાને રસ્તે પડી ગયા છે હવે સમય જોઇને આપણે ચાલવાની ખાસ જરૂર છે."

"પણ અમારા મહાસ્થાનના પેટપર લાત મારવાથી મહાજનના હાથમાં શું આવવાનું છે તે કંઇ સમજી શકાતું નથી."

"ભૂદેવો! તમને મારવાની અમારી વૃતિ નથી પણ અમારા બચાવને માટેજ આમ કરવાની જરૂર પડી છે."

"એમ છે તો આજ સુધીમાં તમારામાંના કેટલાક અમારે લીધે મરણને શરણ થયા છે તે બતાવશો?"

"ઝાઝી વાતની એક વાત કે તમારે આ ખરડામાં સહી કરવીજ પડશે."

"એમ નહિજ બની શકે."

"નહિ બની શકે તો અમારે ત્રીજોજ રસ્તો લેવો પડશે. તમે પણ જાણો છો કે તમને અમેજ પોચી શકીએ અને અમને તમે પોચી શકો અમારે આકરા ઇલાજ લેવા પડે તે પહેલાં ભર્યા ભરમમાં તમે સહી કરી આપો તેમાં તમારી ને અમારી બંનેની શોભા છે.

આમ કહી મહાજનના પ્રતિનિધિએ ફરી દોતકલમ મહારાજો પાસે ધરી તેમાં સહી કરવા તેમને સમજાવવા માંડયા.

બ્રાહ્મણોએ વિચાર્યું કે પુંજાશેઠની મેખ મારેલા મહાજનના નિશ્ચયમાં હવે ફેરફાર થવો અશકય છે તેથી તેમણે વિચાર માટે આઠ દિવસની મહેતલ માગી. તે તેમને આપવામાં આવી.

આઠમે દિવસે બ્રહ્મમંડળ પાછું એકઠું થયું. અને સહી કરી આપવા તેઓ તૈયાર છે એમ પુંજાશેઠને કહેવરાવતાં તે પણ કાયદાઓના ખરડા સાથે સારસ્વત સમાજમાં હાજર થયો.

"હવે અમારી સહીઓ તો જરૂર જોઇશે?" બ્રાહ્મણોના મુખીએ સવાલ કર્યો.

"તે વગર નહિજ ચાલે" પુંજા શેઠે ભારપૂર્વક જણાવ્યું.

"પણ અમારી સહી લેવાને માથાં લેવાં સરખાં હોય તો?"

"ગમે તેમ હોય સહી તો તમારે કરવીજ પડશે."

"કરવીજ પડશે?" પુછનારની આંખો લાલચોળ થઇ ગઈ.

"હા! એમજ" પુંજા શેઠે દઢ નિશ્ચય બતાવ્યો.

"વીરાઓ! આમાં સહી કરી દો બાપ! આ પુંજો શેઠ હવે અહીંથી આપણી સહી લીધા વોણો જાય એમ જણાતું નથી" મુખીએ તૈયાર થઇ ઉભેલા યુવાનોને ઉદ્દેશીને કહ્યું.

તરતજ વીસ વરસના એક ઉગતા સારસ્વત યુવાને ધારાધોરણનો ખરડો પોતાના હાથમાં લઇ લીધો અને કરેલી ગોઠવણ મુજબ તે પેટપર રાખી, પ્રથમથીજ ભીંતમાં ખૂંચાડી રાખેલા લાંબા ભાલામાં સડેડાટ કરતો પરોવાઇ ગયો. પછી બીજો, પછી ત્રીજો, પછી ચોથો, જ્યાંસુધી ભાલાની અણી બ્હાર દેખાતી રહી ત્યાં લગી આ વિપ્ર વીરો તેમાં ભચોભચ પેસતા આવ્યા.

યુવાન વિપ્રોની ધગધગતી લોહીના ખોબેખોબા ભરીને મરણીયા સારસ્વતોએ પુંજા શેઠને ત્યાંજ નવરાવી દીધો—રેલમછેલ કરી દીધો.

કુદરત જ્યારે વિફરેલી હોય છે ત્યારે સવળું કરતાં આમ અવળું પરિણામ નીપજે છે. પુંજાશેઠ પોતાના ગરીબ ભાઇઓની દયા ખાઇ તેમને રાહત આપવા તૈયાર થયો પણ રફતેરફતે કામ લેવાને બદલે પોતાના અટૂટ આગ્રહને આરપાર લઇ જવા સારસ્વતો પર પોતાની જોહુકમી લાદવા ગયો અને વિપ્રોની અનિવાર્ય હત્યાના પાપનો ભોગ બન્યો.

આમ છતાં પણ પૂંજો શેઠ પોતાના આગ્રહમાં જેવો ને તેવો મકકમ રહ્યો અને આખરે એણે આટલું બધું સહન કરીને પણ એજ કાયદા અમલમાં આણ્યા જે આજ લગી કાયમ છે, એમ કહેવાય છે.



# પાપનાં પગથીઆં.

## (૨)

"ઘર તેં ઘોડા હેંકાંઇધલ હી કેર આય? બેટા ન્યારતાં, કેં જાડીં ઉથ્યા અં." (ઘર ઉપર ઘોડા હેકાવનાર આ કોણ છે? બેટા જોતો કોના દી ઉઠયા છે?) ડેલી પાસેથી પસાર થતા ઘોડેસ્વારના મોંમાંથી "કો ગિદ્ધા વિઠો અંયે? (કાં ગિદ્ધા બેઠો છો! એવા શબ્દો સાંભળી અંજારનાં ગિરધર જોશીએ પાસે બેઠેલા છોકરાને હુક્કાની ફૂંક ભરતાં ઉપરોકત શબ્દો કહ્યા.

"પુંજો શેઠ આય બાપા! હી તો વંને (પુંજો શેઠ છે બાપા! આ જાય છે) છોકરાએ તરત ડેલી બહાર જોઇ આવીને જવાબ દીધો.

"ઇ પણ હાણે કોક ડીં ડિસે તો ન કાં હ્યાંથી ઘોડા ન ઘોડાય. હાણે તું ડેલી તેં ઉભી ને ઇ વરે તડેં ચેતાઇજ" (એ પણ હવે કોક દી દેખે છે નહિ તો અહીંથી ઘોડા ન દોડાવે. હવે તું ડેલીએ ઉભો રહે ને એ વળે, ત્યારે ચેતાવજે.)

છોકરો ડેલીએ જઇ ઉભો અને ગિરધર જોશી પાછો પોતાના હુક્કાને ઇન્સાફ આપવાના કાર્યમાં રોકાયો.

ગિરધર જોશી જ્ઞાતે સારસ્વત બ્રાહ્મણ હતો. તેનું શરીર ભરાઉ કદ મધ્યમ દડીનું અને અવાજ પહાડી હોવાથી તેનું નામ ગિરધર છતાં નાનપણથી તેના માવિત્રો હુલામણામાં તેને "ગિધ્ધો" કહી બોલાવતા. અને મોટો થતાં પણ તે ઘણું ખરૂં ગિદ્ધાજોશીના નામેજ ઓળખાતો.

આખા અંજારમાં ગિરધર જોશીની ધાક પડે. તેની શેરીમાંથી ઘોડે ચડીને કોઇ પણ પસાર થઇ શકે નહિ એવો એનો સિકકો હતો. ભૂલેચૂકે કોઇ ઘોડેસ્વાર આવી ચડતો તો તેને ભૂંડેહાલે ત્યાંથી પાછા ફરવું પડતું અને ફરીથી એની શેરીમાં પગ મૂકવાની ખો ભૂલી જતો.

રડતાં છોકરાં છાનાં રહી જાય એવું એનું નામ અને આખું અંજાર ગાજી ઉઠે એવી એની હાકલ.

સવારમાં શીરામણ કરીને ગિરધર જોશી પોતાની ડેલીમાં હુકકો સળગાવી બેઠો હતો એટલામાં પુંજોશેઠ ઘોડેસ્વાર થઇ પસાર થયો ગિરધર જોશીના ગુસ્સાનો સાગર ખળભળી ઉઠયો. હુકકો પીતાં પીતાં તેની લાલ આંખો ઘડી ઘડી ડેલી તરફ દોડે છે અને 'પુંજાસેઠની કેટલી બેપરવાઇ કેટલું ઘમંડ' એજ વિચારો એના મનમાં રમ્યા કરે છે.

એટલામાં બહાર ઉભેલા છોકરાએ કહ્યું "બાપા! અચેતો" (બાપા! આવે છે.)

તેજ ક્ષણે ગિરધર જોશી હુકકો છોડી ડેલીએ જઇ પુંજો શેઠ નજીક આવતાં તેનો ટાંટીયો ઝાલી જમીનપર પછાડવા તૈયાર થઇ ઉભો.

ગિરધર જોશીને પોતાનીજ રાહ જોતો ઉભેલો જોઇ પુંજોશેઠ પણ વસ્તુ સ્થિતિ કંઇક કળી ગયો. તેણે ત્યાંથીજ ઘોડાની લગામને છંક દઇ એડી લગાવી અને પુંજા શેઠનો પવનવેગી ઘોડો વીજળીની ત્વરાથી ત્યાંથી નીકળી ગયો.

ગિરધર જોશીનો હાથ પુંજાશેઠ પર પડયો કે ન પડયો ત્યાં તો તે છટકી ગયો ને ગિરધરજોશીના મનની હામ મનમાંજ રહી ગઇ જુના વેર વસુલ કરવાની તેની આશા હવામાં ઉડી ગઇ. પણ પુંજો શેઠ હાથમાંથી નીકળી જતાંજ તેણે મોટી ત્રાડ પાડી ને કહ્યું કે "હમણા તો બંદારના ઘામાંથી બચી ગયો પણ હવે આવ્યો તેદી કૂતરાને મોતે મરી જઇશ."

ગિરધર જોશીના આ શબ્દો પુંજાશેઠના અંતરમાં તીરની પેઠે પેસી ગયા.

"કયારે આ અભિમાની જોશી હાથમાં આવે અને કયારે એ નો તોડ ઉડાવી દઉં?" એજ વિચારોની ઘટમાળ પુંજા શેઠના મનમાં ચાલવા લાગી.

પુંજાશેઠમાં પરાકાષ્ટાએ પહોંચેલો દુરાગ્રહનો અવગુણ બાદ કરીએ તો તે કુશળ કર્મચારીઓની હારમાં ઉભી શકે એટલી શકિત ધરાવતો હતો એમ કોઇથી ના કહેવાય, એ અંતીમ આગ્રહને વશ થઇનેજ એણે ઝારા જેવા ઝંગ કચ્છની છાતી પર રોપ્યા હતા. તેથીજ તેના છેલ્લા દિવસોમાં કોઇ ચારણે કહ્યું હતું કેઃ—

પુંજા તો તેં કૈકપ્યા સાર સતેંજા સ્રાપ,
ઝારે જેડા પાપ, ખણી જુરેં તો જગતમે.

પુંજા શેઠના અંત લગી પણ તેનામાં આ અવગુણ જેવોને તેવો કાયમ રહયો હતો.

ગિરધર જોશીના વચનોએ પુંજા શેઠના હૃદયમાં જે ધગધગતું તેલ રેડયું હતું તેની શાન્તિ માટે એક આબાદ ઉપાય તેના મનમાં ઘડાઇ રહયો હતો.

ગિરધર જોશીના દીકરાની જાન અંજારથી અબડાસા તરફ જવાની છે એમ પુંજા શેઠને ખબર પડતાં તે વખતે ગિરધર જોશીના અપમાનનો બદલો વ્યાજ સહીત લઇ લેવા તેણે ગોઠવણ કરી રાખી હતી.

થોડા દિવસો બાદ ગિરધર જોશીને ઘેર તેના દીકરાનો લગ્ન પ્રસંગ આવી ઉભો મંગળ ગીતો ગવાવા લાગ્યા અને આનંદ ઉત્સવ છવાઇ રહયો.

ગિરધર જોશી પાંચસો માણસોના જંગી કુટુંબનો માલીક હતો અને તેના દીકરાની જાનમાં ચાલવા બધા તૈયાર થયા.

પુંજાશેઠની પ્રપંચ જાળ ગિરધર જોશી પ્રથમથીજ જાણી ગયો હતો તેથી જાનમાં તૈયાર થએલા કુટુંબીઓને સંબોધીને તેણે કહ્યું કે " આપણે આજે લાપસીમાં લીટા કરવા કે ઘી ખથડી ઉડાવવા જાનમાં ચાલવાનું નથી. મારા દીકરાની જાનમાં તો તલ્વારના ઝાટકા, ભાલાની આણીઓ અને બંદુકની ગોળીઓ ખાવાના નોંતરાં આવ્યાં છે તે ખાવાની જેને હોંસ હોય તેટલાજ તૈયાર થજો.

ગિરધર જોશીના પાંચશો માણસોના કુટુંબમાંથી બૈરાં છોકરાં બાદ કરતાં બાકી બસો જણુ જાનમાં જવા તૈયાર થયા તેમાંથી બેનો અને દીકરીઓના નીયાણીઓના કુટુંબી જનોને ચાલવાની ના કહેતાં બાકી રહેલા સો જણામાંથી પણ ચૂંટી ગૂંટીને ગિરધર જોશીએ પચાસ સરખી હારના શસ્ત્ર સજ્જ પહેલવાનોને સાથે લીધા જાન ચાલવા લાગી.

ગિરધર જોશીને શિકસ્ત આપવા પુંજા શેઠે ચાલીસ મીયાણાની ટુકડી મોકલી હતી અને જાન પાછી તળે ત્યારે તેને લૂટી લેવાને તેમને હુકમ હતો.

પુત્રને લાડે કોડે પરણાવી જાન સહિત ગિરધર જોશી પાછો વળ્યો, ત્યાં નનામાં ડુંગર અને દેપર વચ્ચે ઉભેલા ચાલીસ હથિયાર બંધ મીયાણાંની ટોળીપર તેની નજર પડતાં તે હકીકત સમજી ગયો અને સૌને તૈયાર થઇ રહેવા સૂચના કરી દીધી.

નજીક આવતાંજ મીયાણાઓએ પડકાર કર્યો અને પ્રત્યેક ગાડામાંથી શસ્ત્ર સજ્જિત સારસ્વત વીરો કૂદી પડયા.

ધીંગાણું શરૂ થયું અને જંગલમાં રમખાણુ જામ્યું. મીયાણાઓ પહાડ જેવા ધીંગા હતા અને સાર સ્વતો પૂરેપૂરા પટ્ટાબાજ અને ખેલાડી હતા માથાને ઘેર મૂકીનેજ તેઓ જાનમાં જવા તૈયાર થયા હતા.

ઝપાઝપી જોશ ભેર ચાલવા લાગી. વીરોની ત્રાડોથી અને તલ્વારોના ખણુખણાટથી ઉજ્જડ જંગલ ગાજી રહ્યું.

આખરે સારસ્વત વીરોના એક લોહીના એકત્ર બળ આગળ મીયાણાઓનું ભાડુતી બળ ભાંગી પડયું. કેટલાક ઘાયલ થયા, પડયા અને બીજા નાસી ગયા.

આ મારામારીમાં ગિરધર જોશીનો એક જુવાન ભત્રીજો માર્યો ગયો. બીજા ઘાયલોને પાટા પીંડી કરી જાન ચાલતી ગઇ.

'મોસર ફુટતા ભત્રીજાને મરાવી શું મોઢુ લઇ અંજાર જવું એ વિચારે ગિરધર જોશીને અકળાવી દીધો માનકુવાની સડકે ચડતાં તેણે જાનને અંજાર રવાને થવાનું જણાવી પોતે ભુજ તરફ જવા તૈયાર થયો.

ગિરધર જોશી સાથે આવવા બધાએ ખુબ આગ્રહ કર્યો, પણ તેણે કોઇને ન તેડતાં પોતાના નવપરિણાત પુત્ર અને પુત્રવધુની અતિ તાણથી તેમને સાથે લઇ લીધા અને ભુજ તરફ ચાલવા લાગ્યો.

વર રાજાનુ શણગારેલું ગાડું પોતે હાંકતો હાંકતો ગિરધર જોશી ભુજ નગરના નાકા પાસે આવી પહોંચ્યો.

ગાડા નીચેથી કપાસીયા કાઢી ગિરધર જોશીએ વરકન્યા બેઠાં હતાં ત્યાં ભર્યાં, કપાસીયા પર અને કપડાં પર તેલ રેડી તરબોળ કર્યાં.

ગાડાને સળગાવી ગિરધર જોશી હાકલવા બેઠો અને સળગતું ગાડું ખેડવા લાગ્યો.

ગાડાને આગ લાગતાં કપાસીયા સળગી ઉઠયા અને વિપ્રવર વધુના આશાભર્યાં જોડલાના લુગડાં ચડ! ચડ! ચડ! ચડ! સીગવા લાગ્યાં.

જરીયાન જામાવાળા મીંઢળ બંધા વરરાજા અને કોરીયુ નડીવાળી જુવાન કન્યાની જીવતી ચિત્તા જેવું ગાડું ભડભડ કરતું ભુજના રસ્તામાંથી ચાલ્યું જાય છે અને "હર! હર! મહાદેવ!" નો અખંડ અવાજ આકાશ સાથે અથડાતો વાતાવરણ ગજાવી દે છે.

આ ધગધગતી હોળીને હાંકતો પોતાના પ્રજળતા અંગે ભુજના રસ્તા ચીરી ગિરધર જોશી પુંજા શેઠના ઘર પાસે આવી પહોંચ્યો.

અગ્નિ દેવની રોશનીવાળા ગાડારૂપી શયનગૃહમાં કપાસીઆના પલંગપર પોઢેલાં આ નવ દંપતિને નિશ્ચેતનાની મીઠી નીંદે પોતાની ગોદમાં લઇ લીધાં હતાં પણ ગિરધર જોશીએ સળગતા શરીરે ઢીંચણથી ચાલી દોટ મૂકી અને પુંજા શેઠને પડકાર કરી તેના બારણાપર પોતાના પ્રજ્વલિત પંજાના થાપા લગાવી તે ત્યાંજ પડયો અને તેના પ્રાણ છૂટી ગયા. વિપ્ર વીરોના આ હૃદયવેધક ત્રાગાંની બીજી હત્યા પૂંજા શેઠના કપાળે ચોંટી.

આમ નાનકડી વાતો મોટાં સ્વરૂપ પકડતી ગઇ અને કુદરત પુંજા શેઠપર એક પછી એક પાપનાં પોટલાં ચડાવતી ગઇ. ઝારાના જુધ્ધે તો તેની પરાકાષ્ટા બતાવી.



# રોઝડીનાં રમખાણ.

રા’ લાખેજી રોઝડી, પવન પખી પરમાણ
થરમેં ડેતી થાણાં, કેરો કોટ કુડી કરે.

ચ્છની એક વખતની પ્રાચીન રાજધાની કેરો યાને કપીલ-કોટ હતી. મહા પરાક્રમશાળી જામ લાખા ફૂલાણીએ એ રાજધાની વસાવી હતી. જામ લાખાની એક અપૂર્વ વેગવંતી રોઝડી હતી. રોઝડાં ફૂલોની કાચી કળીઓ ખાવાનાં બહુ શોખીન હોય છે, આ રોઝડી પણ રાત પડે એટલે દરરોજ કેરો કોટ કૂદી જઇને આસ-પાસની પુષ્પ વાટિકાઓ સાફ કરી આવતી અને સવાર પહેલાં પોતાને સ્થાનકે દાખલ થઇ જતી.

આ સમયે થર પારકરની રાજ્યધુરા રાણા ચાંદના હસ્તમાં હતી અને તેની રાજધાનીનું નગર ઉમરકોટ હતું.

રાણો ચાંદ એક મહાન શિવભકત હતો અને તે સવાર સાંજ પોતાનો ઘણો સમય શંખેશ્વર મહાદેવના પૂજનમાં વ્યતીત કરતો.

થરપારકર એ કચ્છના રણની ઉપલી મેર આવેલો ક્ષારવાળો પ્રદેશ હોતાં ત્યાં ફૂલ ઝાડ બહુજ થોડા પ્રમાણમાં ઉત્પન્ન થઇ શકતાં પરંતુ રાણા ચાંદે શિવપૂજન માટે ઘણીજ મહેનતે અને પ્રવીણ માળીઓની દેખરેખ તળે એક વિશાળ પુષ્પ બાગ તૈયાર કરાવ્યો હતો.

રા’ લાખાની રોઝડીને જ્યારે નજીકના પ્રદેશમાં પેટપૂર્ણ પુષ્પ કળીઓ મળતી બંધ થઇ ત્યારે તે પોતાની પવનવેગી ગતિની મદદથી દૂર દૂરની ભૂમિમાં ભટકી ભટકીને નવી નવી પુષ્પવાટિકાઓ ખોળવા લાગી અને એ શોધમાંને શોધમાં તેને થરપારકરમાંનો વિશાળ પુષ્પ-બાગ મળી આવ્યો. તે દિવસથી રાણા ચાંદનાં માનીતાં પુષ્પો શંકર પૂજનાર્થે વપરાવાને બદલે આરોઝડીના ઉદર મંદિરમાં પધરાવા લાગ્યાં. કેટલોક વખત સુધી તો આમ ચાલ્યું પણ રાણાના પૂજન માટે પુષ્પો મળતાં તદન બંધ થઇ જવાથી એનો ચોર શોધવા તેણે અખંડ ચોકી બેસાડી.

એક દિવસ મધરાતે આ કાબેલ ચોર પર રાણાના ચોકીદારોની નજર પડી ગઇ પણ પવન પુત્રી જેવી એ રોઝડીને પકડી પાડવી એ આકાશ કુસુમ ઉતારવા જેવું હતું. ચોકીદારો દરરોજ મહેનત કરવા છતાં જ્યારે તેને પકડવાને નિષ્ફળ નીવડયા ત્યારે રાણો પોતે પોતાના પાણીદાર અશ્વ સાથે આ વિચિત્ર ચોરને યોગ્ય નસીહત આપવા આખી રાત ખડે પગે રહ્યો પણ વાયુસંગે વિહરતી રોઝડી પાસે ઘોડાના શાં ગજાં ?

રાણાનો મદ ઉતરી ગયો છતાં કોઇ પણ પ્રકારે આ રોઝડીને પકડી પાડવાનો તેનો નિશ્ચય વિશેષ દઢતર થયો પણ રોઝડી તો કેમે કરતાં હાથ ન આવી તે નજ આવી.

જ્યારે રાણાને ખાતરી થઇ કે કોઇ દૈવી સહાય વગર આ રોઝડી હાથ આવવી અશકય છે ત્યારે તેણે શંખેશ્વર મહાદેવ પર નિરાહાર તપશ્ચર્યા કરવા માંડી. ત્રીજે દિવસે રાત્રે રાણાને આકાશ-વાણી સંભળાઇ કે "શિવાલયની પછવાડે બહાર જઇને જો, ત્યાં તારા ઉપયોગનો અશ્વ તૈયાર છે" તેજ વખતે રાણે બહાર જઇને જોયું તો સજેલા શણગારો સહિત એક દૈવી અશ્વ થનગનતો ઉભેલો તેના જોવામાં આવ્યો. રાણાના અંતરની આશા સંપૂર્ણ થતાં તે પાછો શિવ-મંદિરમાં આવ્યો ભોળાનાથને ભકિતભાવ ભીની આંખે નમન કર્યું અને અશ્વપર સ્વાર થઇ આનંદ પૂર્ણ હૈયે રાજધાનીમાં દાખલ થયો.

બીજે દિવસે રાત્રે આ ચમત્કારી અશ્વપર આરૂઢ થઇને રાણો બગીચામાં ગયો અને ધડકતે હૈયે પેલી પવન વિહારી રોઝડીની રાહ જોવા લાગ્યો. રોઝડીના મરણની ઘંટડી આજ રાણાના કર્ણપર સાફ સંભળાઇ રહી હતી. તેનો કાર્યક્રમ તો ચાલુજ હતો. બરાબર મધ-રાત થઈ ત્યારે પવનમાં એક સૂસવાટ સંભળાયો અને બેચાર ઝુમખાં ઝટઝટ તોડયાં કે રાણાએ અશ્વને એડી મારી અને ગરૂડ ગતિએ ઉડતી આ અજબ રોઝડી પાછળ વંટોળીઆની પેઠે ધસતો રાણાનો ઘોડો દોડવા લાગ્યો. રોઝડી પણ ઘડીકમાં આગળ ઘડીકમાં આઘે એમ કરતી કરતી ધપતી જાય છે જાણે મૂર્તિમંત વીજળી જમીન પર વીટળાતી હોય ને!

હમણાંજ જાણે રાણાના ઘોડાના દાબડા નીચે કચડાઇ ગઇ એમ જણાય છે અને તેજ ક્ષણે બે ચાર ખેતરવા દૂર નીકળી ગઇ નજરે

પડે છે ફૂલોની કાચી કળીઓ એજ જેનો આહાર છે એવી રોઝડીજ આમ દોડી શકે અને એની પૂંઠ પણ દૈવી અશ્વોજ પકડી શકે

આમ આગળ રોઝડી અને પાછળ ઘોડો દોડયા જાય છે અને મોટી પરોડે રોઝડી કેરાકોટના દરવાજા આગળ આવી પડી જાય છે કે તેજ ક્ષણે તેના પ્રાણ પરવારી જાય છે.

રોઝડીને પડતી જોઇ રાણાએ પોતાનો અશ્વ થંભાવ્યો અને કપીલ કોટનો દરવાજો પણ ખુલ્યો.

પોતાના મહારાજાની માનીતી રોઝડીના પ્રાણ હરનાર રાણાને દરવાજા પરના ચોકીદારોએ બંદીવાન જાહેર કર્યો અને સવાર પડતાં રા' લાખા પાસે હાજર કરવાને પોતાની હવાલતમાં બેસાડી દીધો

રાણાને હવેજ ભાન આવ્યું કે પોતે કેટલાએ ગાઉ દૂર કોઇ અજાણ્યા મુલકમાં આવી ચડયો છે વળી આ અપૂર્વ મુસાફરીથી તેનું મગજ પણ બહેર મારી ગએલું હોતાં થાકને લીધે તે ત્યાંજ ઉંઘી ગયો.

સવાર પડતા પહેરીગરો રાણાને રાજકચેરીમાં લઇ ગયા અને રોઝડીને મારનાર તરીકે તેને ઓળખાવ્યો રોઝડીના મૃત્યુના ખબર સાંભળી રા'લાખો દીલગીર થયો અને કારણ પૂછતાં રાણાચાંદે તેને સઘળી બીના જણાવી. રોઝડી એકજ રાતમાં ઉમર કોટથી પાછી કપિલ-કોટ વળી આવે એ વાત રા' લાખાને અસંભવિત લાગતાં એમ ઠરાવવામા આવ્યું કે જો રાણો પોતાની વાત સાબીત કરી આપે તો તેને રા' લાખાએ સગપણ આપવું અને તેમ ન બને તો રાણાએ રાં લાખાને સગપણ આપવું.

રાણો બોલ્યો મારી વાતની સત્યતા પૂરવાર કરવા હું એટલુંજ કહું છું કે રોઝડીએ મારા બગીચામાંથી પુલોનાં એક બે ઝુમખા તોડયા કે તરત મેં એની લાર પકડી છે અને રસ્તામાં તેને શ્વાસ ખાવાનો વખત પણ મળ્યો નથી તેથી એ ફૂલો તેને હજમ થયા વગર જેવાને તેવાં એના પેટમાં અત્યારે પણ હશે માટે એનું પેટ ચીરાવીને ખાતરી કરો.

આ સરત સૌએ માન્ય કરી અને રોઝડીનું પેટ ચીરી જોતાં રાણાની વાત સત્ય છે એવી બધાને ખાતરી થઇ.

રાણા ચાંદનું વેવીશાળ કરાર મુજબ રા'લાખાની બેન જોડે નક્કી કરવામાં આવ્યું અને લગ્નનો દિવસ પણ મુકરર થયો. પરંતુ રા લાખાની લગ્ન સંબંધી નીચે મુજબ ત્રણ અસક્ય સરતો રાણા સાથે કરી.

૧. રાણાએ ઉમરકોટથી નીકળી એકજ દિવસમાં રથમાં કપિલકોટ આવવું.

૨. શીરાનો એક એક પેડો * ખાઇ જાય એવા સો માણસો જાનમાં લાવવા.

૩. દરેક જાનૈયા સાથે સો સો કાતળીવાળી એક એક લાકડી પોતા પાસે રાખવી.

---

* વધારે અનાજ રાંધવાના માટીના મોટા ઘડા જેવા વાસણને કચ્છી ભાષામાં પેડો કહે છે.

ઉપર મુજબની સરતોથી રાણાચાંદનો સંબંધ રા' લાખાની બેન જોડે નક્કી થયો અને થોડા દિવસ રા' લાખાની મ્હેમાનગીરીના માનપાન ચાખી રાણો ઉમરકોટ જવા વિદાય થયો.

ઉમરકોટ આવી પહોંચતાં રાણાએ પોતાના મંત્રી વર્ગને આ સઘળી વાતથી વાકેફ કર્યાં પરંતુ ઉપલી સરતો પાર પાડી શકે એવો સંભવ કોઇને પણ જણાયો નહિ.

રાણાએ પોતાના મુલકમાં દાંડી પીટાવી કે જે કોઇ આ ત્રણ સરતો સંપૂર્ણ કરી દેશે તેને મન માનતું ઇનામ આપવામાં આવશે.

ઉમરકોટના એક બુદ્ધિશાળી વૃદ્ધ પુરૂષે આ બીડું ઝડપી લીધું.

ઉમરકોટમાં પાલણીઓ નામે એક સુતાર રહેતો હતો તેણે બે બે રોઝડાંનો એક રથ બનાવ્યો હતો. એ રથમાં રાણાને એકજ દિવસમાં કપિલકોટ પહોંચાડી દેવાની પાલણીઆએ ખાતરી આપી.

બાકીની બે સરતો પૂર્ણ કરવાનું પેલા વૃધ્ધે પોતાપર લીધું અને લગ્નના દિવસથી એક અઠવાડીઉં આગળ પેલો વૃદ્ધ સો માણસોની જાનના સમારંભ સાથે ઉમરકોટથી રવાના થયો.

થોડા દિવસો બાદ કપિલકોટ નજીક આવી પહોંચતાં એક નદીની ભેખડમાંથી એક એક દરભની પાડ † કાઢી લેવાને જાનૈયાને વૃધ્ધે હુકમ કર્યો દરભની પાડની બેચાર સો કાતળીઓમાંથી દરેક જણે સો સો કાતળીવાળી એક એક પાડ પોતાની સાથે રાખી લીધી

† મૂળ

અને બધાએ કબુલ્યું કે આ બીજી સરત પણ પૂર્ણ થઇ ગઇ. પણ શીરાનો એક એક આખો પેડા ખાઇ જવાની ચિંતા દરેકને મુંઝવી રહી હતી. સર્વેને ધીરજ ધરવા કહેતો પેલો વૃદ્ધ કપિલકોટની પાદરે આવી પહોચ્યો.

લગ્નનો દિવસ આવતાં રાણો ચાંદ પણ એકજ દિવસમાં પાલણીયાના રથમાં ઉમરકોટથી કેરાકોટ આવી લાગ્યો. અને રા' લાખાએ પોતાની સરતો બરાબર પાળવામાં આવી છે કે કેમ તે તપાસવા કારભારીઓને જાનના મેલાણામાં મોકલ્યા તેમણે જોયું તો બધા જાનૈયા પાસે સો સો કાતળીવાળી એક એક લાકડી મોજુદ છે અને રાણો પણ રોઝડાંના રથમાં એકજ દિવસમાં આવેલ છે. રાણાએ વિશેષમાં જણાવ્યું કે તમારા રા'ને હજુપણ ખાતરી કરવી હોય તો મારો પાલણીઓ તેને એકજ દિવસમાં અહીંથી ઉમરકોટ લઈ જવા તૈયાર છે. પછી ત્રીજી સરતની વાત નીકળતાં પેલા વૃધ્ધે કહ્યું કે ખુશીથી તમે સો પેડા શીરાના ચડાવી દો અમારા જાનૈયા તે ખાઇ જવા તૈયાર છે જાનૈયા તો મનમાં મુઝાવા લાગ્યા કે "આ ડોસો આપણે જીવ લેવા તૈયાર થયો છે કે શું ? બાકી શીરાનો કોઇ આખો પેડો ખાઇ જાય એ તો ન ભૂતો ન ભવિષ્યતિ "

રસોઇની તૈયારી થઇ સો ચૂલા મંડાઇ ગયા અને દરેક ચૂલા પર એક એક જંગી પેડો ચડેલો જોઇ જાનૈયા તો બાપડા ઘડીકમાં પેલા રાક્ષસી પેડા તરફ જોવા લાગ્યા અને ઘડીકમાં પોતાના નાનકડા પેટ તરફ જોવા લાગ્યા આ અશકય વાતની મનમાં ને મનમાં તુલના કરવા લાગ્યા.

. . . . . . . .

પેલો વૃદ્ધ તો નિર્ભયતાથી એને આનંદિત ચ્હેરે ટહેલી રહ્યો હતો તેણે સોએ જણાને એક પંગતમાં બેસાડી દીધા. એટલામાં ચૂલે ચડેલા પેડા પણ રંધાઇ રહ્યા.

એક પેડો પ્રથમ તૈયાર થઇ જતાં તરતજ પેલો વૃદ્ધ ઉઠયો ને તેમાંથી બધા જાનૈયાને થોડો થોડો શીરો વહેંચી આપ્યો તે બધા ખાઇ ગયા અને બીજા પેડાની વાટ જોવા લાગ્યા, બીજો તૈયાર થયો, તેમાંથી પણ બધાને થોડી થોડી પાંતિ મળી અને ખલાસ થયો. જાણે દેવની પ્રસાદી ખાતા હોય તેમ બધા વિના તકલીફે ભાગે પડતું થોડું થોડું ખાતા આવ્યા. આમ એક પછી એક સોએ પેડા કયાં અદૃશ્ય થઇ ગયા તે કોઇ જાણી શકયું નહિ. સૌ કોઇ પેલા વૃદ્ધની આ અજબ ચતુરાઇ પર આફરીન થવા લાગ્યા તે દિવસથી કચ્છમાં કહેવત ચાલી છે કે "રાલાખે વારા પેડા"

શરતો બધી પરિપૂર્ણ થઇ જતાં જાન વાજતે ગાજતે શહેરમાં દાખલ થઇ અને ઉતારાના મકાનમાં બધા ઉતર્યા.

રા'લાખાને પાલણીઆ સુતારવાળો બે રોઝડાંનો રથ ખૂબ ગમી ગયો હતો તેણે વિચાર્યું કે રાણાએ રોઝડીના પ્રાણ લીધા તેના બદલામાં બે રોઝડાવાળો આ રથ લઇ લઉં તોજ બરાબર.

• રા'લાખાએ પોતાની ઇચ્છા રાણા ચાંદને જણાવી પણ આ ચર્ચા પાલણીયાના જાણવામાં આવી જતાં તેણે જાનના ઉતારા વીસે આવેલા બગીચામાં જ્યાં પોતાનો રથ છોડયો હતો ત્યાં જઈ એકદમ રથમાં રોઝડાં જોડી નાસી ગયો.

હકીકત એમ બની હતી કે રા.લાખાના પિતા જામ ફુલની રખાત મેરાંદે વર રાજાને જોવા જાનને ઉતારે આવેલી ત્યાંથી તે તે બગીચામાં ફરવા લાગી અને ગર્ભવતી હોવાથી થોડીવારમાં થાકી જતાં ત્યાં પડેલો પાલણીયાનો રથ જોઇ તેમાં જરા આરામ લેવા બેઠી અને બગીચાની હવાથી ત્યાંજ તેની આંખ મળી ગઇ.

પાલણીયાને આ વાતની કશી ખબર ન હોતાં તે ઉતાવલો ઉતાવલો રથ જોડી તે ચાલી નીકળ્યો. રોઝડાં પંખીડાંની પેઠે ઉડવા લાગ્યાં અને જયારે રણની અધવચ્ચે આવ્યો. ત્યારે મેરાંદેની આંખ ઉઘડી તેને જણાયું કે પોતાને કોક લઇ જાય છે ત્યારે બુમો પાડવા મંડી.

રથમાંજ બુમો પડતી સાંભળી પાલણીઓ પણ ગભરાઇ ગયો અને રથને ઉભો રાખી પૂછવા લાગ્યો કે "તમે કોણ છો? અને આ રથમાં કેમ આવ્યાં?"

મેરાંદે ને પણ હવે બગીચાની વાત યાદ આવી અને પાલણીઓ નિર્દોષ છે એવી તેને ખાતરી થતાં તેણે બધી હકીકત કહી જણાવી અને પોતાને પાછી કેરાકોટ પહોંચાડવા પાલણીઆને આગ્રહ પૂર્વક કહેવા લાગી.

માંડમાંડ પોતાના શિરપર પડેલી એક બલાને ટાળી .આટલે દૂર આવેલો પાલણીઓ ફરી કેરાકોટ જાય એમ ન હતું અને મેરાંદેથી એકલી પહોંચાય એ પણ અશકય હતું.

પાલણીઆએ કહ્યું "બેન! તું મારી દીકરી છે હવે તારૂં નસીબ ને મારૂં નસીબ સાથેજ છે એમ સમજ અને કચ્છ જવાને બદલે અમારે ત્યાં ઉમરકોટ આવી ત્યાંજ રહે."

મેરાંદેને પાલણીઆની વાત માનવા વિના છુટકોજ ન હતો પણ પાલણીઆની શુભ નિષ્ટા જોઇ તેને સંતોષ થયો તે ઉમરકોટ આવી અને પાલણીઆએ તેને પોતાની દીકરી ગણીને રાખી.

પાલણીયો પલાયન થયાના અને મેરાંદે પણ ગુમ થયાના સમાચાર રા'લાખાને કાને આવતાં તેણે રાણાને જણાવ્યું કે પાલણીયાને અને મેરાંદેને અત્રે હાજર નહિ કરો ત્યાં સુધી લગ્ન મુલ્તવી રહેશે માટે એકવાર તેમને અહીં બોલાવી લ્યો.

રાણો આ અપમાનથી ગુસ્સે થયો અને લડાઇની તૈયારી કરવા લાગ્યો. પણ રા'લાખાનું સામર્થ્ય જોઇ તેણે એ વિચાર માંડી વાળ્યો.

રા'લાખાની લડાઇનું વર્ણન કરતાં કોઇ ચારણ કહે છે કે,

સત્તર લાખ રાજન; ક્રોડ ઉમરાવ કહી જે
સહસ્ત્ર એક સામંત, ભૂપ દશ લાખ ભણી જે
વેપારી પંચ લાખ લાખ ભટ ચારણ ભાઇ
કાઠી અરધા લાખ, લાખ નિશાન બજાઇ
નર અંત ખે*આં સૂજ નહિ, પનર ફેર જોજન પડે
ચૌદ ક્રોડ પરધાન મત, પણુપસર † લાખો ચડે

* ધુળને લીધે † લાખાના ઘોડાનું નામ.

ચારણની ઉપર્યુક્ત વાણીમાં કદાચ અતિશયોકિત માની લઇએ તો પણ એના પ્રમાણમાં રા'લાખાનો દબદબો જરૂર કંઈક હોવો જોઇએ અને તેથી રાણા ચંદે ગુપચુપ ઉમરકોટનો રસ્તો લીધો.

ત્યાં જઇ પોતાના ભયંકર અપમાનનો બદલો લેવા રાણા ચાંદે મેરાંદેને પાછી ન મોકલવા પાલણીયાને પણ તાકીદ કરી અને મેરાંદે બાકીનો સમય ત્યાંજ રહી.

ત્યાં તેણે એક અપૂર્ણ લાવણ્યવતી પુત્રીને જન્મ આપ્યો અને તે કચ્છની સતિ શિરોમણીઓ માંની એક સતિ 'મારઇ'*

* માહરૂઇ–ચંદ્રમુખી.



# લીલાં ને ચનેસર.



ચ્છની અસલી ભદ્રાવતી નગરી તે હાલના ભદ્રેસરને કાળ-રૂપી જાદુગરે અનેક પ્રકારના અવનવા વેશ સજાવ્યા છે. જેની કીર્તિ કથા મહાભારતના સમયથી મશહુર છે એવી પ્રાચીન ભદ્રાવતી નગરીમાં એક સમે પઢિયારોની દુહાઇ ફરતી હતી.

જેના બહાદુર સરદારોએ પાનનાં બીડાંની ખાતર વીરધવળ રાજાના પ્રાણ બચાવ્યા હતા એવા ભીમસિંહ પઢિયારના પૂર્વજોનો સમય હતો. એમની કુંવરી લીલાંનું વેવીશાળ સિંધના સુમરા વંશના ચનેસર દાસડા સંગાથે થએલું હોતાં તે મોટી જાન લઇ વાજતે ગાજતે ધામધુમથી સિંધમાંથી ભદ્રેસર તરફ આવતો હતો.

કચ્છમાં મોડાસા પ્રગણાના બાંભણાઇ ગામ પાસેથી ચનેસર દાસડાની જાન પસાર થતી હતી. બાંભણાઇના ઠાકોરને કોરૂ નામે એક પરમ સ્વરૂપવાન કુમારી હતી. કોરૂનું સગપણ કરવાને ઠેરઠેરથી માગાં આવી રહ્યાં હતાં છતાં કોરૂનો પિતા કોઈ સારા ઠેકાણાની શોધમાં આવતાં માગાંને પાછાં વાળતો હતો.

કોરૂ અને તેની ભાભી પોતાના ઘરમાં રેંટીયો કાંતી રહી હતી તે વખતે ત્યાંથી નગારાં નોબતોના ગગન ભરતા ગડગડાટથી ચનેસરની જાન પસાર થતાં તેને જોવાને કોરૂ ઉતાવળી ઉતાવળી રેંટીયો મૂકીને ઉઠી અને ભાભીના હાથ સાથે તેનો પગ અથડાતાં તેના હાથમાંનો સુતરનો લાંબો તાર તૂટી પડયો.

તાર તૂટેલો જોઇ તેની ભાભીને જરા ગુસ્સો ચડયો અને તેણે ગુસ્સા અને મશ્કરીમાંજ કહ્યું કે "ચનેસરને જોવાને આટલી અધીરાઇ આવી છે તે એને પરણવું તો નથીને?"

ભાભીનું વેણ સાંભળી કોરૂં ત્યાંજ બેસી ગઇ ભાભીનાં મેણાં સાંખે એવી આ રજપૂત પુત્રી નહોતી, આ વચન તેનાં કાળજાંમાં તીર જેવું પેસી ગયું તેણે તરત જવાબ દીધો.

"ભાભી મેણાં મ માર, મેણું મથે જો ધા
ચનેસર મુંજો રાણીયો, બેઆ મુંજા ભા.

હે ભાભી તું મેણાં માર મા તારા મેણાં અમને માથાના ઘા જેવા લાગે છે, અને હું હવેથી હું પરણું તો ચનેસરનેજ બીજા તો મારા ભાઇઓ સમાન છે."

કોરૂની ભીષણ પ્રતિજ્ઞા સાંભળી તેની ભાભીને પશ્ચાતાપ થયો, પરંતુ વહી ગયાં વારી કદી પાછાં વળે છે? કોરૂનો નિશ્ચય દૃઢ થઇ ગયો, તેના પિતાએ આ વાત જાણી ત્યારે તે પણ ચિંતાતુર થયો કારણકે ચનેસર દ્દાસડા જેવો સિંધનો ધણી આવા નાના ગરાસીયાની કન્યા સ્વીકારે એ સર્વથા અસંભવિત હતું. કોરૂને અનેક રીતે

સમજાવ્યા છતાં તે એક ટળી બે ન થઇ અને પોતાની જીંદગી કુંવારાં રહીને ગાળવી અથવા પરણવું તો એ ચનેસર દાસડાનેજ એવો અડગ નિશ્ચય જણાવી દીધો.

કોરૂના પિતાને જણાયું કે એનો નિશ્ચય હવે કદાપિ નહિ ફરે ત્યારે તેણે એ વિશયમાં પોતાના વઝીર પરબતની સાલહ માગી. પરબત વઝીર બહુ ડહયો અને ચાલાક હતો તેણે કહ્યું કે આ કામ સીધી રીતે બનવું અશકય છે પણ કોઇ યુકિત પ્રયુકિતથી બની શકશે ખરૂં.

આ ઉપરથી કોરૂ, એની મા અને પરબત વઝીર આ દુર્ઘટ કાર્ય પાર ઉતારવાને પુરતા સરંજામ સાથે સિંધ તરફ રવાના થયા. અને કેટલેક દિવસે ચનેસરની રાજગરીમાં આવી પહોંચ્યા.

તેજ દિવસે કોરૂ અને તેની માતા પરબત વઝીરની સલાહથી જનાનખાનામાં ગઇ અને લીલાંને કહેવડાવ્યું કે "કચ્છથી આવેલી બે બાઇઓ મળવા માગે છે."

લીલાંએ આ બંને જણીઓને તેડાવી તેમને આવવાનું કારણ પૂછતાં કોરૂની માતાએ જણાવ્યું કે "અમે અહીં પરદેશમાં બહુજ દુઃખદાયક સ્થિતિમાં આવી ગયા છીએ. તમે મહેરબાની કરો અને મારી દીકરીને તમારી સેવામાં રાખીલો તો અમારૂ ગુજરાન ચાલવામાં અડચણુ ન થાય."

કોરૂ સાથે વાત ચીત કરતાં લીલાંને જણાવ્યું કે તે કામકાજ કરવા અને જનાનખાનામાં રહેવાને લાયક છે તેથી તેણે એ વાત

માન્ય રાખી અને તે દિવસથી પોતાની અંગત દાસી તરીકે અંતઃપુરમાંજ રાખી.

ચનેસરની બીજી ઘણી રાણીઓ હતી. પણ તેને લીલાં પર એટલો સ્નેહ હતો. કે પટરાણી પણ લીલાંનેજ બનાવી હતી.

આમ કોરૂ શાહી મહેલમાં દાખલ થઇ ગઇ છે. ચનેસર જે જોતાંજ અનેક ઉર્મીઓ તેના હૃદયમાં સાગરને હલમલાવી મુકે છે રાતે સૂતાં પણ એજ સ્વપ્નાં આવે છે નિરંતર ચનેસરના જાપની ઘટમાળા કોરૂના મનમાં ભરાય છે. ને ઠલવાય છે. પણ કેવી રીતે કામ પાર ઉતારવું તેની યુકિત હજુ સુધી કંઈ પણ તેને હાથ આવી નથી.

"તલભાં ત મિલાં" એ કચ્છી કહેવત પ્રમાણે આપણે જેને મળવાની ખુબ ઉત્કંઠા રાખીએ તે આપણને જરૂર આવી મળે અહીં પણ એજ પ્રમાણે થયું.

એક વખત રાત્રિનો સમય હતો. ચનેસર હજુ અંતઃપુરમાં આવેલ ન હોતો ત્યાં પવનનો એક ભારે જબ્બર ઝપાટો આવવાથી મહેલની અંદરના બધા દીવા ટપોટપ ઠરી ગયા દાસીઓ બધી દીવા પ્રકટાવવાનાં ફાં ફાં મારવા લાગી તે વખતે કોરૂએ પોતાના ગજવામાંથી એક અમૂલ્ય હીરો બહાર કાઢયો કે જે હીરો તે પિતા પાસેથીં તે લઇ આવેલી હતી અને હંમેશાં પોતા પાસેજ રાખતી હતી.
હીરો નીકળતાંજ આખા રાજ મહેલમાં ઝળહળ કરતી રોશની ઝળકી રહી તે જોઇ અંતઃપુરમાંની બધી સ્ત્રીઓ દિંગ થઇ ગઇ.

લીલાંને વિચાર આવ્યો કે "આ હીરો મારા હારમાં ગોઠવ્યો હોય તો અંધકારમાં પણ મારૂં સ્વરૂપ કેટલું બધું ખીલી ઉઠે. અને ચનેસર રાજા પોતે પણ મને જોઇ કેટલા ખુશી થાય?" બસ! કોઇ પણ કિંમતે હીરો લેવાનો તેણે નિશ્ચય કર્યો અને કારૂને પૂછયું કે આ હીરો તેણે કયાંથી કાઢયો.

કોરૂએ કહ્યું" એ હીરો મારા પિતાનો છે અને મહા મૂલ્યવાન છે અમે તો અમારે ઘેર દીવો બાળવાને બદલે આ હીરાથીજ ચલાવી લઇએ."

"બ્હેન! તારો હીરો મને આપીશ" લીલાંએ માગણી કરી.

"આવી અમૂલી ચીજો રાણી સાહેબ! એમ કેમ અપાય" કોરૂએ હીરો આપવાની આનાકાની કરી.

"તારે જે કિંમત જોઇએ તે આપવાને હું તૈયાર છું."

"પણ એની કિંમત તમારાથી નહિ અપાય."

"મારાથી નહિ અપાય? સિંધ પતિનો અખુટ ખજાનો પણ એની કિંમત નહિ ભરી શકે?"

"રાણી સાહેબ! એની કિંમત સિંધપતિના ખજાનામાં પણ નથી."

"ત્યારે એની કિંમત શું છે? ઝટ કહે!"

કોરૂએ વિચાર્યું કે આવી તક જવા દેવી નહિ તેથી કહ્યું કે એની કિંમત હું તમને એકાંતમાં કહીશ.

તેજ વખતે લીલાં તેને બીજા ઓરડામાં લઇ ગઇ અને હીરાની કિંમત પૂછી. ત્યારે કોરૂએ કહ્યું કે "બાઇ સાહેબ! જો એક રાત મને

તમરા પતિ ચનેસર પાસે રહેવા દો તોજ હું આ હીરો તમને આપી શકું એમ છે."

હીરો લેવાનો લીલાંનો નિશ્ચય એવોજ અડગ હતો. જરાવાર વિચાર કરી તેણે કોરૂની સરત કબુલ કરી અને તેજ રાત્રે ચનેસરના શયનગૃહમાં કોરૂ જાય એવો કરાર થયો.

ચનેસર આવ્યો ત્યારે લીલાંએ તેને ખૂબ મદિરાપાન કરાવી બેશુદ્ધ જેવો બનાવી દીધો અને કોરૂને ત્યાં જવા રજા આપી.

દાસીના વેશમાં પણ કોરૂનું સ્વરૂપ તારાઓના તેજમા ચંદ્ર જેવું હતું. તે જનાનખાનામાં આવી ત્યારથીજ ચનેસર તેને ધારી ધારીને જોતો પણ લીલાંની ધાસ્તીથી કંઇ કહી શકતો નહિ.

કોરૂ આવીને જુએ છે તો ચનેસર બે ભાન હાલતમાં પડેલો હતો લીલાંની યુકિત તે સમજી ગઇ અને વિચાર્યું કે લીલાંને પણ બતાવી દેવું કે સ્નેહના સોદા કરવા એ બજારી સોદા જેવું નથી.

આખી રાત્રિ કોરૂએ ચનેસરને જગાડવા અનેક પ્રયત્નો કર્યાં છતાં દારૂના નિશામાં ચકચૂર બનેલો સિંધનો માલીક નજ જાગ્યો.

જ્યારે પ્રાતઃકાળ થયો ત્યારે કેફની ખુમારી ઘટતાં ચનેસરે જાગૃત થઇ જોયું તો લીલાંને બદલે તેને પણ આંટી જાય એવી સ્વરૂપ વતી કોઈ અન્ય રમણી.

"આ શો ગોટાળો છે?" ચનેસરે આશ્ચર્ય ચકિત થઇ પ્રશ્ન કર્યો.

"ગોટાળો તો કશો નથી પણ માત્ર આપ મારી પાસે આજની રાત માટે વેચાયા છો!" કોરૂએ ગંભીરતા પૂર્વક જણાવ્યું.

"હું ? સિંધનો ખાવિંદ! તે તારી પાસે વેચાણ ? આ શું કહે છે ?" ચનેસરે જરા કરડાકીથી પૂછ્યું.

આ સાંભળી બનેલી હકીકતનું વિગતવાર વર્ણન કોરૂએ ચનેસર પાસે કર્યું. તે જાણી એક હીરાને માટે સ્નેહ વેચનાર લીલાં તરફ ચેનચરને તિરસ્કાર છુટયો અને તે દિવસથી તેણે કોરૂને પોતાની પટરાણી તરીકે સ્વીકારી.

કોરૂની માતા અને પરબત વઝીર આજાણી ઘણા ખુશી થયા અને થોડા દિવસ ચનેસરની મહેમાનગીરીમાં રહી પોતાના ગામ બાંભણાઇ તરફ રવાના થયા.

ભાભીનાં એક મશ્કરી રૂપ મ્હેણાં માટે લીધેલી પ્રતિજ્ઞા પાળવા પોતાનું સર્વસ્વ કુરબાન કરવા તૈયાર થએલી કોરૂ જેવી વીર રમણીઓની આજ તો ગુણ ગાથાઓ ગાવીજ બાકી રહી છે.

* * * *

કોરૂને પટરાણીપદ મળ્યા પછી ચનેસરને સમજાવવા લીલાંએ અનેક રીતે માથાં માર્યાં છતાં ચનેસર એક ટળી બે ન થયો.

લીલાંના દોહાગના વિલાપ અને રૂદનની અનેક કાફીઓ અને અસંખ્ય બેતો આજ પણ કચ્છ અને સિંધમાં ઠેકઠેકાણે ગવાય છે.

હુંઇસ હિંદુ વરણમેં, મુંકે કા ન પઇ પરૂડ
મણીએં સંધે મામલે, માંકે કોજો કયોમ કૂડ
સામું આયો સૂર, તડે વ્યો વલો વિલટી

(અર્થ—હું હિન્દુ વર્ણમાં હતી. મને કંઇ ખબર ન પડી અને હીરાના મામલાએ મને કૂડી બનાવી. સામે શળ આવ્યું અને વ્હાલો રીસાઇ ગયો.)

સભે સોહાગણું, સભની ગિચી હાર
પસન કારણ પરીયનકે, સારા કન સંગાર
ધિલાસેજી ધાસડા, તું કીંક વાઇ વાર
તું મુંજો વલો, આંઉં તોજી તમાંધાર
ઢોલા ઢક ગુઝાર, લજ મુંઇજી લોકમેં

(અર્થ—બધી સોહાગણો ગળામાં હાર પહેરે છે, વ્હાલાને બતાવવા સારા શણગાર કરે છે, હે ચનેસર દાસડા! મને દિલાસાનો કંઇક બોલતો કહે. તું મારો વ્હાલો છે હું તારી તલબગાર છું હે પ્રીતમ લોકોમાં મારી જતી લાજને ઢાંક.)

સરતીએં જે વિચમેં, આંઉ વડેરી હુઇયાસ
હથ ધુતણુ હાર સેં, આંઉં કડી કાંધ થઇયાસ
પટ તેં અજ પૈયાસ, આયો ડંભ ડોહાગજો.

(અર્થ—સરખી સખીઓની વચમાં હું મોટી હતી. હાથ ધોવડાવનાર બાનડીએ મને કંથથી કડવી કીધી આજ હું જમીન પર પડી છું અને મને દોહાગ (પ્રીતમનો વિયોગ)નો ડામ આવ્યો છે.

હુઇસ ધાધલી ધરગાજી, ધરજો હુવો વા
ખિલી ચડંધી હુઇસ ખટતેં, રીઝાઇંધી હુઇસરાં
કોરૂ જેડયું કે તરીયું હુયું ધાયું ધરમાધા
એડો મુંજો અલા, જુકો ખિલંધીએં જા તો વર ખસે

(અર્થ-મહાલયમાં હું માનીતી હતી, મારો દરજ્જો પણ વાવા જેવો હતો, હું ખુશાથી પલંગપર ચડતી હતી અને સાને રીઝાવતી હતી કોરૂ જેવી તો કેટલાએ મારી પાસે ધરમાદા ખાવા વાળી હતી હસતી રમતી રમણીઓના ખાવિંદને ખેંચી લેનાર એવો મારો પરમાત્મા છે.)

તું કોઠી એં તું ઢોઇયેં, ડીયેં તું દોહણુ
ધોસ્ત તુંહીંજ ધાસડા, ધિલ અંધર ઐં ધાગ
અઇયાં સભ સુહાગ, કો મુંકે વર વિસારીએં

(અર્થ-તુંજ હે દાસડા! અમને તેડનાર, રોકનાર અને વિયોગ આપનાર છે ઓ મિત્ર ચનેસર મારા દિલમાં તારાજ દાગ છે. હું સંપૂર્ણ સોહાગણ છું તો મને તું કા વીસારી દે છે?)

## કચ્છી કાફી.

## સુર લીલાં જો.

૧

મુંતાં ભાયો મણીયું મણીયું*
સભે કુડયું કણીયું કણીયું
વેઓ તાં વલો નિકરી
જેસેં જીવ જણીયું જણીયું†-મુંતાં.

* * * *

---

* હીરા, † જેનાથી જીવને જડીએ.

તિખી ધાર તરંધી તરંધી
લોરી* સાંણુ લુડંધી લુડંધી
હુઇ-આસ ધિલ અંધર જી
મહેબ† કે મિલંધી મિલંધી
અધ્યુંની ‡ જલાલ થા ચેં
ગાલ્યું સભે સુણ્યું સુણ્યું §-મુંતાં.

૨

લીલાં ચનેસર લા, ઉભી ત અરજું કરે-કરે.
ગતી અઇયાં હિન ગુનામેં, મુંજે ગુનેઃ ત માફ કરે-કરે.
લીલાં ને કોરૂ, પાણુમેં, વઇને વેપાર કરે-કરે.
ઉન મટામે ‖ ધાસડે કે, મણીયું ધિલમે ધરે-ધરે-લીલાં.
અરટ ¶ ભનાઇયાં ઇશ્ક મિંજાનું, કોરૂ પાણુ કતે-કતે
ભાગ ભનાઇયાં પરીયન લા, પણ લખેઓ સેકી ટરે-ટરે-લીલાં.
તાનાં ભીણાં માડન જા સઠા ત મું સર મથે-મથે
સાબડિનું ચેં સરતીયન લા, ભોરી માન ભચે-ભચે-લીલાં.

---

* મોજ્ન † પ્રીતમ, ‡ બ્હેનીઓ, § સારી, ‖ વટાવ્યો, ¶ રેંટીયો.



# સામૈયાનું શ્રીફળ.

"કુ ઠક્કર! હાણેં હકલજા આંવારેં ભાંઠેં કે" (કેમ ઠક્કર! હવે તમારા ભાંઠા જેવા ઘોડાને હાંકલજો) નવીનાળને પાદરે વેલના સામૈયા* માટે સજજ થઇ ઉભેલા ઘોડેસ્વરોના જુથમાં પોતાની માણકીને ઝુકાવતાં ભુજપરના આસારીયા પર અને તેની માણીકી ઘોડી પર ઠરી.

"ભાંઠેં વટાતાં બચ્ચાં! ભજણુંએં ભારી પોંધો, તો કે પણ હિનત્રૂંડડે † જે તોરમેં નાઇયર જો મન થ્યો, કુરો?" (આ ભાંઠાઓ આગળથી તો બચ્યા! ભાગવુંએ ભારે પડશે, તને પણ આ ત્રૂડેડ

---

* ઠકરાઇઓના લગ્નમાં વરરાજા જાતે પરણવા ન જતાં ખાંડુ મોકલે એવો કચ્છમાં ચાલતો આવતો રિવાજ છે જાન જ્યારે પાછી આવે ત્યારે ઘોડા હોડાની મોટી શરતો થાય અને વેલની સામે જઇ જે ત્યાં વહેલો પહોંચીને નાળિયેર લઇ આવે તે શરત જીત્યો ગણાય એ રિવાજ હજી પણ ચાલુ છે.

† માત્ર શોભના અને કંઇ કામના નહિ તે 'ત્રૂડેડા.'

જેવી ઘોડીના તોરમાં નાળિયેર ખાટી જવાનું મન થયું કે શું?) ઊભેલા સ્વારોમાંથી એક અવાજ આવ્યો.

"મન કીં નથીએ? ઠકકર ઠેંકી નિકરેં તડેં વાણીયા કીં વઇ રેં? ત્રૂંડેડેં જયું ખબરૂં તાં હાણેં પોન્યું, જેં જયું ભલ્યું તેજયું વંય" (મન કેમ ન થાય? ઠકકર જ્યારે ઠેકી નીકળે ત્યારે વાણીયા કાંઇ બેસી રહે? ત્રૂડેડાની ખબરૂં તો હવે પડશે, જેની ભલી તેની વહે).

તેજ વખતે ઘોડે સ્વારોને સાવધાન બનવાની સૂચના મળી અને એક બે ને ત્રણના અવાજ સાથે પચાસ ઘોડાઓનો પગો છુટયો. દાબડાઓની ગર્જના ગ જવતાં અને ધુળોના ગોટે ગોટ ઉડાવતા ઘોડાઓનું ધમસાણુ થોડીજ વારમાં નજર બહાર નીકળી ગયું.

* * * *

આજથી અર્ધી સદી ઉપરની આ ઘોડા દોડના શોખની રસ કથા છે આસારીઆના પિતાનું નામ નારદશા એમનું ગામ ભુજપર ઉત્તમ કોટિના ઘોડા ઉછેરવાનો શોખ નારદશામાં વંશ પરંપરાથી ઉતરેલો હતો. હમણાં તેમણે એક ઘરની વછેરીને નાનપણુથીજ ઉછેરેલી હતી સંપૂર્ણ કાળજીથી અને શોખની ખાતર હાથની વેંઢારેલી વછેરી, એટલે એમાં પુછવુંજ શું? ડીલ પરથી માખી સરી જાય એવી એની પસમાઇ* કોંતલ જેવો એનો થન થનાટ અને દિસાઓ ને માપી લે એવી એની ચાલ. એનું નામ હતું માણકી. માણકી હવે ચડીને લાયક બની હતી. છતાં રોજ ફરવા લઇ જવા ઉપરાંત હજી એના પર પડછી પણુ ન હોતી મંડાઇ એમ કહીએ તો ચાલે.

* સુંવાળપ.

નવીનાળમાં વેલના સામૈયાની ઘોડા દોડ થવાની છે તે સાંભળી નારદશાના પુત્ર આસારીયાને પોતાની માણકીનું પાણી બતાવવાનું મન થયું. આસારીયાની ઉમર વીશ વરસની પણ ઘોડાના ચાકુ * તરીકે છકોશીમાં તેની છાપ પડે. ઘોડાની કોઇ સરતમાં તેની હાજરી ન હોય એવું નજ બને. આ વખતે પણ તેણે સામૈયામાં નવી નાળ જવા પિતાની રજા માંગી પરંતુ માણકી હજુ સરતની ચડીને બરાબર લાયક નથી બની એમ કહી નારદશાએ આસારીઆને સામૈયામાં જવાની ચોકખી ના સંભળાવી દીધી.

આસારીયાની મનની ઉમેદો મનમાંજ ભાંગી પડવા લાગી. આજ સવારથીજ એણે ઉમંગ ભેર નવીનાળ જવાની તૈયારીઓ કરવા માંડી હતી અને પિતાની રજા લઇ બપોરે જમીને ત્યાં જવાનો તેનો પાકો નિશ્ચય હતો. પણ પિતાએ ના પાડી. તે નિરાશ થઇ ગયો. માણકીનું પાણી બતાવવાની તેના મનની હામ મનમાંજ રહી ગઇ.

નારદશાની એકવાર ના થઇ તો ફરી હા થવી અશકય હોવાથી આસારીયાનું હૃદય ભાંગીને ભૂકો થતું જતું હતું. હજી એક ઇલાજ અજમાવવાનો એને વિચાર આવ્યો. આ નવા વિચારે તેના અંતરમાંની કરમાતી જતી આશા વલ્લીને નવિન જળનું સિંચન થયું અને તેણે એકદમ એનો અમલ કરવાનો નિશ્ચય કર્યો.

કસ્સનજી નામનો ભુજપરનો એક ગરાસીયો નારદશાનો પરમ મિત્ર હતો. ગરાસીયાને ત્યાં લગભગ આખો દિવસ ડાયરો જામી રહે

* સવાર.

તો, કસુંબા પાણી ઉડતાં અને નારદશા પણ પોતાનો ઘણો ખરો વખત ત્યાંજ ગાળતા. આસારીયો પણ ત્યાં ગયો અને ગરાસીઆને સઘળી હકીકત સમજાવી પિતા પાસેથી ગમે તે પ્રકારે રજા અપાવવા વીનવવા લાગ્યો.

સાંમૈયામાં જવાની આસારીયાની અપૂર્વ હોંસ જોઇને ગરાસીયાએ તેને ઘોડી અપાવવાનું વચન આપીને ત્યાંસુધી તેને ઘેર બેસી રહેવા જણાવ્યું. આથી ઓસાણ ભગ આસારીયામાં નવી હિંમત આવી અને તે ઉત્સાહપૂર્ણ અંતરે ત્યાંથી ચાલી ઘેર ગયો.

બપોર થતાં નારદશા પણ ગરાસીયાને ત્યાં આવી બેઠા. વૈશાખ માસ ચાલતો હોવાથી તાપ પણ ખૂબ પડતો હતો.

"અજ તાં સજી ધુનીયાં જી ગરમી પાંજી નઇંનાર મેં આવઇ લગેતી (આજે તો આખી દુનીયાંની ગરમી આપણી નવીનાળમાં આવી લાગે છે)" નારદશાએ આવતાં વેંતજ અસહ્ય ગરમીનું અજબ પ્રમાણ બતાવ્યું.

"ગાલ સચી આય પટેલ! પણ હેડે તપ મેં આંવારી 'માણકી' કે પાણી વતાયાં? (વાત સાચી છે પટેલ પણ આવી ગરમીમાં તમારી માણકીને પાણી બતાવ્યું?)" ગરાસીઆએ વાતને મુદ્દાપર લાવતાં કહ્યું.

"પાણીતાં નાંય વતાયો ધરબાર! હેડેં બરેં બપોરેં કેર વેંધો! (પાણી તો નથી બતાવ્યું દરબાર! આવા બળતા બપોરે કોણ જાય?)" નારદશાએ ઉત્તર આપ્યો.

"વેથો પાંવારો પબો (જાશે આપણો પબો) ગરાસીયાએ પોતાના માણસ પબાનું નામ લેતાં કહ્યું.

તરતજ નારદશાએ માણકીની વંડીની ચાવી કહાડી આપી ગરાસીયાએ તે ચાવી પોતાના નોકર પબાના હાથમાં મૂકતાંજ ઘોડીને પાણી પાઇ આવવાનો તેને હુકમ કર્યો અને બહાર જઇ ઘોડી આસારીયાને છોડી આપવા ભલામણ કરી પાછો અંદર આવ્યો.

નારદશાનો આગ્રહી સ્વભાવ તેનો ગરાસીયો મિત્ર સંપૂર્ણ જાણતો હોવાથી તેણે આ યુકિત કરીને આસારીયાને ઘોડી અપાવી. ઘોડી મળતાંજ આસારીયાનું ડગમતું અંતર આનંદાવેશથી થનગની ઉઠયું તે તરતજ નવીનાળની પાદરે સામૈયાના મેદાનમાં કૂદી આવ્યો તે આપણે જોઇ ગયા. તે ત્યાં પહોચ્યો કે તરતજ ઘોડાપૂરની ગર્જના સાથે વાને વીંટતા અશ્વોનું મંડળ ઉપડયું.

આસારીયો સરતની સ્વારીનો જેટલો શોખીન હતો તેટલોજ એક કાબેલ સવાર હતો તેથી તણે પ્રથમ ઘોડીને વધુ દબાવ્યા વગર ધીમી દોડમાં મૂકી દીધી પછી જરા દાબીને બીજા ઘોડાઓના સાથમાં લઇ લીધી અને દૂરથી વેલ દેખતાં લગામને રોંક દઇને એવી ચોંટ દીધી કે પવન પુત્રીની પેઠે માણકી તો જાણે હવામાં ઉડતી હોય એમ ઊડવા લાગી.

બધા ઘોડા બે ચાર ખેતરવા દૂર રહી ગયા પણ માણકી તો સહુથી પહેલી વેલને પહોંચી ગઇ અને આસારીઆએ વેલમાંથી શ્રીફળ લઇ લીધું.

નાળિયેર હાથમાં લઇ માણુકીને નચાવતો નચાવતો આસારીઓ પાછો ફર્યો.

એક વાણીઆનો છોકરો આમ સામૈયાનું નાળિયેર લઇ જાય એ બીજાઓને રૂચ્યું નહિ અને સૌ કહેવા લાગ્યા કે એ આસારીઓ શરતની શરૂઆતમાં તો હતોજ નહિ પણ વચમાંજ આગળ રહીને વેલને પહોંચી નાળીયેર લઇ ગયો માટે એ નાળિયેર તો આપણુંજ થવું જોઇએ.

આસારીઓ નજીક આવી પહોંચ્યો અને નાળિયેર આપી દેવાનું એને દબાણ પૂર્વક કહેવામાં આવ્યું.

આટલી મહાન મહેનતે મેળવેવું સામૈયાનું શ્રી ફળ આસારીઓ એમ આપી દે એવો કાચો એ પણ નહોતો પણ વાત તો વધવા લાગી અને એણે વિચાર્યું કે જો હવે અહી ઉભા રહીશું તો જરૂર કોક વિપરીત પરિણામ આવશે તેથી તેણે નવીનાળ પાછા જવાને બદલે માણુકીને ભુજપર તરફ મારી મૂકી.

બધા ઘોડાઓએ આસારીયાની પીઠ પકડી પણ એની માણકી ક્યાં કોઇને આંબવાદે એવી હતી? તીરની પેઠે માણુકી નીકળી ગઇ અને ભુજપર આવી પહોંચી.

નારદ શા, પેલા ગરાસીયાને ત્યાંજ બેઠા હતા ઘોડીની વાંત તેમના જાણુવામાં આવી ગઇ હતી. ત્યાં આસારીયો પણ આવી પહોંચ્યો નાળિએર પિતાના હાથમાં મુકયું અને બનેલીં સઘળી બીના ટુંકમાં કહી બતાવી.

તેઓ આમ વાતો કરે છે ત્યાં તો ઘોડાઓનો ત્રફો* ત્યાં આવી પહોંચ્યે.

"તમારા આસારીઆએ અધવચથીજ ઘોડીને દોડમાં નાંખી દગલ બાજીથી નાળિયેર લઇ લીધું છે. તે અમારૂં થાય માટે હમણાંજ અમને આપી દો અને નહિ આપો તો જોવા જેવી થશે; પછો તમારી મરજી" આવેલ ઘોડેસ્વારોના અગ્રેસરે ગુસ્સાથી ધમકી આપતાં હાંફતાં હાફતાં નાળિયેરની માંગણી કરી,

આસારીઆનો પિતા નારદશા જમાનાનો ખાધેલ અને ખરેખરો બાહોશ વાણીઓ હતો આવી ધમકીઓથી તે ડરી જાય એવો નહોતો છતાં તે સમય ઓળખી ગયો હતો કે હમણાં આડી વાત કરવાથી અવળું પરિણામ આવે તેમ છે એટલે સૌને શાન્ત કરી ધીમેથી બોલ્યો" તમારી વાત મને પણ ખરી લાગે છે આસારીઓ અહીંથી નીકળ્યો પણ કંઇક મોડો હતો. વળી મારી મના છતાં તે છાનોમાનો ભાગેલ હતો. એનાં બધાં કામ એવાંજ છે હવે સાંભળો તમારી વાતનો તોડ લાવવા હું નવો રસ્તો બતાવું તમે બધા અહીંથી સાથે રવાના થાઓ અને જે વહેલો નવીનાળ પહોંચે તેનું નાળિયેર." વાણીયાએ વણિક વિદ્યાનો ભંડાર ખાલી કરવા માંડયો.

નારદશાની આનવી વાત સાંભળી આવેલા ઘોડેસ્વારો એક બીજાનાં મ્હોં સામે જોવા લાગ્યા તેમણે તો બધાએ પોતપોતાના

* જથ્થો-ટોળું

ઘોડાઓનાં પાણી માપી લીધાં હતાં અને સમજી ગયા હતા કે માણકી તેતો ખરેખર માણકી છે માટે હવે ત્રીજીવાર માણકી સાથે હરિફા-ઇમાં ઉતરી નાહક નામોશીમાં ઉતરવાનું અને પોતાના ઘોડાઓની કિંમત વધુ ઘટાવવાનું ઉચિત ન ધારતાં સૌ પોત પોતાને રસ્તે પડી ગયા.

માત્ર એ પચીસી વર્ષ ઉપરના એક વણિક યુવકની હિંમત અને આવો મર્દાનગી ભરેલો શોખ એટલુંએ આજનો જમાનો જોઇ શકે એવું કયાં છે?



# શિવુભા કન્હડદે.

દિવાળીના પડવાનો દિવસ હતો. કુંદરોડીના કન્હડદે શિવુભાએ આજેજ ગળામાં વરમાળ રોપી હતી. વીસ વરસનો એ યુવાન, મોઢે સ્હેજ ફૂટેલો મૂછનો દોરો, બાંધી દડીનો સદૃઢ અને ઘાટીલો એનો બાંધો, કનૈયા કાન જેવી મનોહર એની મુરત.

શિવુભા એની વૃદ્ધ માડીનો એકનો એક પુત્ર હતો. એના પિતા મુળુ ભાના સ્વર્ગવાસ પછી માતાએ પોતાના દેહની છાંયડી કરી એને ઉછેર્યો હતો. એના પરજ હાથ શેકી આ વીર રજપૂતાણીએ પોતાનું જીવન ગાળ્યું હતું.

કેટલાએ દિનથી જેની રાહ જોઇ રહી હતી એ મોંઘેરો દિવસ આજે ઉગેલો હોતાં એનાં ઘરનાં આંગણાં પણ ઉજમાળાં દીસતાં હતાં. એની માતાને મન આજ સોનાનો સુરજ ઉગ્યો હતો.

રજપૂતોના ડાંડીયા રાસ અને રજપૂતાણીઓના કોકિલ કંઠના રાસડા આજથી શિવુભાને આંગણે શરૂ થવાનાં હતાં.

નવી લાડી ઘેર લાવવાના શિવુભાના કોડ માતા નહતા એ વિચારે એની છાતી ગજગજ ફૂદી રહી હતી. અંગે પીઠી ચોળાવવાના લ્હાવા લેવાનાં, ચોરી ફેરા ફરતાં લાડીથી આગળ થઇ જવાનાં અને લગ્ન પછીની રમાતી રમતોમાં નવી રજપૂતાણીથી ખાટી જવાનાં સ્વપ્નાં એના મનમાં અખંડ રમ્યા કરતાં હતાં. તોરણ ચાકળા અને બીજા અનેક શણગારોથી શણગારેલો એનો ઓરડો જુવાન રજપૂતાણીના ચમકતા મુખચંદ્રથી ઝળહળતો જોવાની એને તાલાવેલી લાગી હતી.

સવિતા દેવ હજી મધ્યાકાશે નહોતા આવ્યા. પડવાનો દિવસ હોવાથી આસપાસના ગામડામાં સગાં સંબંધીઓને રામરામ કરવા ગએલા રજપૂતો હજુ પાછા ફર્યાં નહોતા.

શિવુભાએ માળા પહેરેલી હોવાથી તેનાથી બહાર ગામ ન જવાય તેથી તે સવારથી ગામના ચોરામાં ટહેલી રહ્યો હતો. પીઠીથી પીળું બનેલું એનું અંગ હતું, માથે રૂમાલ બાંધેલો હતો, ભેઠમાં ફુમતાં-વાળી નાડીથી બાંધેલ જોટાળી છરી શોભી રહી હતી, હાથમાં રૂપાની મૂઠવાળી તલ્વાર અને પગમાં પહેરેલાં તોડો કાંબી વારંવાર જરા ચાલવાથી ખણુક ! ખણુક ! અવાજ કરી રહ્યાં હતાં. લગ્ન પ્રંથીની મંગળ વિચાર માળાના મણુકા એક પછી એક શિવુભાના મનમાં ફરતા હતાં.

એટલામાં એકાએક ગામમાં ચીસો ચીસ થઇ રહી, વાછરડાં ભાંભરવા લાગ્યાં, પાડાં રણકવા લાગ્યાં, અને ગોવાળીએ હાકેને હાંકતે રાડ દીધી કે ગામનુ ધણુ બ્હારવટીઆ વાળી જાય છે. ચોરે બેઠેલા ચારણે હાકલ કરી કે:—

રજપૂતાંરી ખોટ, ગઢથી જાવે ગાવડી
દે કન્હડ દે દોટ, મત લજાવે માવડી

રણ હાકલ પડે અને ખરા રજપૂતનું હૃદય આંખ આડા કાન કરે એમ કેમ બને? ચારણનો પડકાર સાંભળી શિવુભાના મનમાં રમી રહેલાં શૃંગારિક સૃષ્ટિનાં મોહક સ્વપ્નાં એકાએક અલોપ થઇ ગયાં અને વીર રસનો ઉછળતો જુસ્સો એની રગેરગમાં વ્યાપી રહ્યો.

એક પળનો પણ વિચાર કર્યા વગર શિવુભાએ ત્યાંથી દોટ મૂકી અને બચપણથી પાળેલી પોતાની તાજણ ઘોડીની પીઠે પડછી મૂકી, કૂદીને સવાર થયો અને પગ લેતો લેતો લૂટારાઓની લારે લાગ્યો. પાણીના રેલા જેવી એની ઘોડી જાણે માલીકનો વિચાર બરાબર સમજી ગઇ હોય તેમ ચારે પગે ઉછળતી, તીરની પેઠે આગળ વધવા લાગી.

પાંચેક ગાઉનું અંતર કાપ્યા પછી ધણને હાંકી જતા ચાર પડછંદ જુવાનો પર તેની દૃષ્ટિ ઠરી આથી તેના અંતરમાં નવું જોમ જાગ્યુ અને તેણે ધણની વચ્ચેથીજ પોતાની તાજણને મારી મૂકી. લુટારાઓની નજીક આવતાં તેણે એકજ ઝાટકે ચારમાંથી બેજણનાં તુંબડાં ભોંય ભેળાં કરી દીધાં.

ઓચીંતો આ કડાકો જોઇ બાકીનાં બે જણ પણ હેબતાઈ ગયા હૈયાંમાં પડી ગએલી ધાસ્તીને લીધે તેમને ધણની વચમાં એક શિવુભાને બદલે અનેક વીરોની વાર આવેલી જણાઇ અને તેઓ

લડવાનું છોડી પાછળ જોયા વિના પોતાના જીવ બચાવવા ઉભી પુંછડીએ નાઠા.

શિવુભાએ હરાઇ જતું ગૌધન વાળી લીધું અને તે લઇને કુંદ રોડી તરફ પાછો ફર્યો.

અધોંક ગાઉ રસ્તો કાપ્યા પછી એક નદી આવતાં બીજાં ચોપાં તો શિવુભાની સાથે સામે કિનારે આવી ગયાં પણ એક પાડું નદીમાં આવેલા પાણીના પ્રોને જોઇને પોતાના જાતી સ્વભાવ મુજબ તેમાં કૂદી પડયું.

બેચાર હાકલ માર્યાં છતાં પાડું પાણી બહાર ન નીકળતાં શિવુભા ઘોડી પરથી નીચે ઉતર્યો અને પાણા મારી પાડાને બહાર કાઢવા પ્રયત્ન કરવા લાગ્યો.

ધણ હાંકી જતા ચાર લુટારાઓમાંથી એકદમ બે જણનાં ડોકાં જમીનપર પછડાઇ પડવાથી મનનીજ બીકથી નાસી છુટેલા બીજા બે જણાએ દૂરથી જોઇ લીધું કે તેમની મેળવેલી લૂટને ખુંચવી જનાર માત્ર એકજ શખ્સ છે. પોતાની ના હિંમત માટે તેઓ મનમાંજ શરમાવા લાગ્યા અને વેર લેવાનો નિશ્ચય કરી તેઓ શિવુભાની પાછળ પાછળ ચાલવા લાગ્યા.

પાણીમાંથી પાડાને બહાર કાઢવાના એકજ ધ્યાનથી મથતા શિવુભાને જોઇ આતક તેમણે સાંધી ખભે ચડેલી બંદૂક તેમણે શિવુભા તરફ તાકી અને દાગી દીધી.

સનનનન કરતી ગોળી છુટી અને શિવુભાના ખભામાં થઇ નીકળી ગઇ.

આ અણધાર્યા બનાવથી શિવુભા ચમકયો અને કમરે લટકી રહેલી તલ્વાર ખેંચી ગોળીનો જવાબ આપવા તેણે દોટ મૂકી.

એટલામાં બીજી ગોળી આવી તે શિવુભાની છાતીમાંથી આર પાર નીકળી જતાં આ આશા ભરેલો બહાદુર રજપૂત યુવાન ત્યાંજ ઢગલો થઇ પડયો.

નદી ઉકરીને ઘણે તો ગામ તરફ દોડ મૂકી હતી પણ શિવુભાની તાજણ ત્યાંજ ઉભેલી હતી તેને બહારવટીયાએ પકડવા જતાં તે એકદમ છલંગ મારતી ત્યાંથી નાઠી અને ગામમાં આવી, શિવુભા વગર સુના બનેલા તેનાં ઉજ્જડ આંગણાંમાં દુ:ખની હણેણાટી કરતી ઊભી રહી.

શિવુભાની માતા જે પોતાના વીરકુમારની ચાતકડોળો રાહ જોઇ રહી હતી. તે તાજણને એકલી આવેલી જોઇ ધ્રૂજી ઉઠી—કમ કમી ઉઠી.

"ભુંડણ! મારા શિવુને મૂકી એકલી આવતાં તને કાળે કાં ન ખાધી?" વૃધ્ધ રજપૂતાણીયે તાજણને ધિકકાર પૂર્વક ઠપકો દીધો

શિવુભાની તાજણ આ તાજ્ઞણો ન ખમી શકી તે ત્યાંજ પછડાઇ મૃત્યુ પામી.

ઘણાં સમયથી શિવુભાના સ્નેહે દાબી રાખેલું સતિનું સત એકા એક ઊછળી આવ્યું અને આ વીર માતાનાં અંગે અંગ ધ્રૂજવા લાગ્યાં. શિવુભાના અવસાને તેને સતિ થવાનું સત્ત ચડાવ્યું." જે

અમ્બે?" ના ગગન ભેદી નાદ વચ્ચે શિવુભાની માતાએ એક વીર-જનનીને છાજે એવી રીતે ચિત્તા પ્રવેશ કર્યો.

શિવુભાની માતાનો પાળીઓ કુંદરોડીની પાદરે એ રજપૂત માતાનાં સ્નેહ, સત, અને વીરતાનાં ગુણગાન ગાઇ રહયો છે અને શિવુભાનો પાળીઓ કુંદરોડીથી ચારેક ગાઉ ઉપર મખીઆણ ગામ પાસે વીર શિવુની વિજય પતાકા ફરકાવી રહયો છે.

આ કન્હડદે યુવાનની કીર્તિ કથા પર સો સવાસો વર્ષના પડદા પડી ગયા છે. એને કાળના અંધકારમય મુખદ્વારની અંદર જતી ખેંચી કાઢવાને આપણે મગરૂર છીએ.



# વેણુંસરીના વીર પ્રતાપસિંહ.



કચ્છને ઉગમણે કિનારે આડીસર પાસે આવેલા વેણુસરીના પ્રતાપી પ્રતાપસિંહનું સ્થાન પણ કચ્છની કીર્તિ કથાઓમાં અમર રહેશે.

"સિંધુડો સોણાઇ સુણી રત મુડસેંજા ઉછરન" એ પ્રમાણે જ્યારે રણ હાક પડે છે ત્યારે શુરવીર હૃદયોનું ઉભળી આવેલું શૂરાતન કોઇ પણ રીતે કાબુમાં ન લાવી શકાય એવું બની જાય છે અને સૌર્યનો જુસ્સો એટલો પ્રબળ અને નિરંકુશ બની જાય છે કે બુદ્ધિનો અંકુશ પણ તેમને રજમાત્ર રોકી રાખવાનું સામર્થ્ય સર્વથા ખોઇ બેસે છે. એજ કારણથી વીરહૃદયોમાં ઉભળી આવેલો શૈર્યનો આવેશ પોતાની શકિત અને દુશ્મનની શક્તિની તુલના કરવાની ન્યાય બુદ્ધિને ઠોકર મારી દે છે.

"વેણુંસરીમાં ધાડ પડે છે કે" મીયાણાંઓનુ ટોળું ઘોડીઓને લઇને આવ્યાં છે " એ શબ્દો સાંભળતાંજ એકલમલ જેવા વીર

પ્રતાપસિંહનું હૃદય કૂદી ઉઠયું અને એકલાજ ઘોડાપર પડછી ફેંકી સવાર થઇ કોઇને પણ જણાવ્યા વગર મીયાણાંઓની વાંસે ઘોડાને મારી મૂકયો. પવનની પાંખે ઘોડાને જોસબંધ ઉછળતા જાય છે એવામાં ઘોડીઓને દોડાવતા નાસી જતા પંજહથા મીયાણાઓના ટોળાપર તેમની દૃષ્ટિ પડી. અને ફરી તેમણે ઘોડાને દબાવ્યો.

આભને બાથ ભરવા જાણે ઉડી રહ્યો હોય એવો ઘોડો જોત જોતામાં આ નાસતા મીયાણાંની લગભગ આવી લાગ્યો અને પ્રતાપસિંહજીએ પડકાર કર્યો "ખબરદાર! ચોરટાઓ! મરદોનો માલ ચોરવો એ કોઇને નોતરવા બરાબર છે એ તમે જાણતા નથી લગતા ખબરદાર! જો હવે એક પગલું આગળે ભર્યું તો!"

મીયાણાઓએ વિચાર્યું કે આ એકલ રજપૂતનું પણ આવી બન્યું લાગે છે નહિ તો હાથે કરી કાળના ડાચામાં હોમાવાની હામ બીડે નહિ. પ્રતાપસિંહજીનો પડકાર સાંભળી મીયાણા ટોળીના વડાએ કહ્યું "ગમાર રજપૂત! તારા જીવનું જતન કરવું હોય તો જેમ આવ્યો છે તેમ પાછો વળી જા! નાહક શા માટે નાનકડીને રાંડવા તૈયાર થયો છે!"

"તમારા ડુંગર જેવડા દેહ જોઇને ડરી જનારા બીજા અમે નહિ બાયડીઓ ભેળા થાવું હોય તો અમારી ઘોડીઓ મૂકીને ચાલતા થાઓ નહિ તો થાઓ તૈયાર!"

આમ કહેતાંજ ઉતરની વાટ જોયા વગર વીર પ્રતાપ સિંહજી એ હાથી જેવા શરીર વાળા મીયાણાઓની ટોળીને ભેટમ ભેટ થઇ ગયા અને તરતજ વાગ છોડી રાખેલી શમશેર મ્યાનમાંથી ખેંચી લીધી.

પહાડો પર જેમ વજ્ર પડે તેમ પ્રતાપસિંહજીની તલ્વાર પહાડો જેવાએ પ્રચંડ કાય મીયાણાઓના શરીર છેદવા લાગી અને મીયાણાઓ પણ એક સામટો હલો કરવા પ્રતાપસિંહજીપર કૂદી પડયા. પ્રતાપસિંહજીની એક તલ્વાર છુટે અને સામેથી અનેક તલ્વારો છુટે એવી વિષમ સ્થિતિ હોવા છતાં પ્રતાપ સિંહજી પૂરેપૂરી પટ્ટાબાજી જાણનાર ખેલાડી વીર હોવાથી પોતા પર પડતા ઘા બનતી ચાલાકીએ ઢાલપર લેતા આવ્યા અને દુસ્મનોપર પોતાનો મારો ચાલુ રાખતાં જોતજોતામાં બે જણ સિવાય બીજા બધા મીયાણાઓને ધરતી ભેળા કરી દીધા.

શત્રુના ઘા ચપળતાપૂર્વક ચૂકાવ્યા છતાં આ બહાદુર રજપૂતનું આખું શરીર જખમોથી ઘેરાઇ ગયું હતું અને જખમ ઠરતા ગયા તેમ તેમની શકિત ઘટતી જતી હોવાથી મીયાણાઓને નસાડીને પ્રતાપસિંહજી પણ ઘોડાપર પડી રહ્યા અને લગભગ નિશ્ચેતન અવસ્થામાં એક બાજુએ ઢળી પડતાં એક પગ જમીનપર અને બીજો ઘોડાના પાગડામાંજ એવી રીતે ઘોડાના પેટપર માથું ટેકવી ઉભા રહ્યા.

બે મીયાણા જેઓ પ્રતાપસિંહના પંજામાંથી બચી ગયા હતા તેમણે આ વીર નરને મૂર્છિત અવસ્થામાં ઉભેલો જોયો આ તકનો લાભ લેવાં તેઓ ભાગતાં ભાગતાં પાછા વળ્યા અને અર્ધ મૂર્છિત દશામાં ઉભા રહેલા પ્રતાપસિંહજીની ગરદનપર પાછળથી એક જણે તલ્વારનો ઘા કર્યો.

તેજ ક્ષણે વેણુસરીથી બીજા રજપૂત વીરોનું ટોળું આવતું જોઈ આ બે જણ નાસી ગયા અને પ્રતાપસિંહજીની ગરદનપર ગળા સુધી ઉંડો જખમ થએલો હોતાં તેઓ પણ જમીનપર પડયા.

વેણુસરીથી નીકળેલા રજપુતો આવી પહોંચતાં પ્રતાપસિંહજીએ એકલે હાથે ચલાવેલી કતલ જોઇ તેઓ વિસ્મિત થઇ ગયા અને પ્રતાપસિંહજીને પણ પડેલો જોઇ પોતે મોડા થયા તેથી દિલગીર થવા લાગ્યા.

પ્રતાપસિંહજીની નાડી જોતાં તે ધીમી પણ ચાલુ હતી. તેથી સઘળાના ખોળીઆમાં નવો જીવ આવ્યો અને ઝોળીમાં નાખી પ્રતાપસિંહજીને વેણુસરી પહોંચાડયા.

પ્રતાપસિંહજીની આવી બહાદુરી ભરેલી વાર્તા જયારે તેમનાં વૃદ્ધ માતુશ્રીએ જાણી ત્યારે તેમનામાં નવું જોમ આવી ગયું અને અનેક દુશ્મનોના જાન લઇ ઝોળીમાં પડી આવતા વીર પુત્રને તેઓ આંસુ ભરેલી આંખે વધાવવા દોડયાં.

આ બહાદુર બેટાનાં ઓવારણાં લઇ તેમને અક્ષત કુંકુમ વડે વધાવી લીધા અને એક શૂરવીર પુત્રની માતા તરીકે પોતાનું જીવ્યું સાર્થક માનવા લાગ્યાં.

કેટલીક મુદત પડદાને બિછાને રહ્યા પછી પ્રતાપસિંહજી સંપૂર્ણ સાજા થઇ ગયા. અને આ અજબ બહાદુરીની કદર તરીકે તેમને ગવર્મેન્ટ તરફથી એક બંદુક આપવામાં આવી તે આજ પણ તેમને ત્યાં મોજુદ છે.

થોડાંજ વર્ષો પૂર્વે, આ જંગ બહાદુર વીરનરનો દેહાંત થયો છે.

# મહાત્મા ઘોરમનાથનો અવતાર રાવળપીર.



"મહારાજ! દુધનો લોટો લાવી છું" ધીણોધરડુંગરના શિખર પર લોઢાની સોપારી ઉપર મસ્તક ટેકાવી તપસ્યા કરતાં યોગીરાજને માટે એકાંતરે દૂધનો લોટો લાવવાના પોતાના નિયમ પ્રમાણે અરલની ચારણીએ આજ એ યોગીને જમીન પર ધ્યાનમાં બેઠેલા જોઇ આશ્ચર્ય પામીને કહ્યું.

"આજ સેં દૂધ મત લાના માઈ, હમારી તપસ્યા સંપૂર્ણ હુઇ હય, અબ જો કુછ તુજે દરકાર હોવે સો માગ લે" મહાત્માએ પાવડી પરથી મસ્તક ઉંચુ કરી એક હાથે દૂધનો લોટો લેતાં જણાવ્યુ.

"બીજો તો બધે તમારો પરતાપ છે દાદા! એક શેર માટી ની ખોટ છે."

યોગીએ દૂધનો લોટો પડખે રાખી ફરી પાવડી પર માથુ મુકવી દીધું અને થોડી વાર પછી ઉંચે જોઇ બોલ્યા.

"માઇ! તેરે લલાટમેં બેટા તો નહિ લિખા હય."

"નથી લખ્યો ત્યારે તો દાદા માગવા આવી છું! મહાત્માઓના વચન મિથ્યા જાયા તો તો પૃથ્વી પરલે થાય બાપ! પણ મારૂંજ કરમ ફુટેલ હોય તો એમાં કોનો વાંક?" ચારેણી બાઇએ નિસાસો મુકયો.

બાઇને નિરાશ થતી જોઇને અને એનું શિરપર ચડેલું કરજ ઉતારવાને મહાત્માએ પોતે એને ત્યાં જન્મ લેવાનો નિશ્ચય કર્યો.

અચ્છા મૈયા? આજસેં બરાબર નવ મહિને તેરે ઘર બેટા પયદા હોગા. લેકીન ઉસકી સાદી મત કરના.

"ખમા મારા બાપ?" ચરણીએ હર્ષા વેશમાં આંસું ભરી આંખે મહારાજના ઓવારણાં લઇ આંગળીઓના ટચાકા ફોડતાં કહ્યું.

ચારણી ઘેર ગઇ તે દિવસથીજ તેને દિવસ ચડવા લાગ્યા.

* * * *

"પટ્ટન સબડટ્ટનને માયા સબ મિટ્ટી" એ પ્રલય કારી મહામંત્ર દ્વારા એક પાટણના પાપે આ યોગીરાજના ગુસ્સાનું શસ્ત્ર છુટી જતાં ચોર્યાસીપાટણ જમીનદોસ્ત થઇ જવાથી તે પાપના નિવારણ અર્થે આ મહાન યોગી ધીણોધર ડુંગર પર તપ કરી રહ્યા હતા.

ધીંગો ધોરમનાથ, ધીણોધર ધામે વિઠો
તપસી એંજો તાજ, ડાડે કે કાછે ડિઠો.

એ મહાત્મા ધોરમનાથે બારવર્ષની અખંડ તપશ્ચર્યામુાંથી મુકત થઇ ને ઉત્તર તરફ આંખ ખોલવાથી ત્યાં પ્રથમ દરીઓ હતો, તે સુકાઇ રણ બની ગયો એમ કહેવાય છે.

ઘોરમનાથજીના વચન મુજબ પેલી ચારણીબાઇને ત્યાં પૂરા માસે એક તેજસ્વી બાળકનો જન્મ થયો તેનું નામ રાવળ રાખવામાં આવ્યું.

છોકરો જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ તેનામાં કળા અને કાન્તિ ખીલતાં ગયાં પણ તે તો આખો દિવસ ગાયો ભેંસો ચારે ને મઝા કરે. એ એકજ એનો આનંદનો વિષય હતો.

યુવાનીમાં આવતાં એનું દૈવી સ્વરૂપ જોઇ એક પછી એક ચારણોનાં માગાં એને ઘેર આવવા લાગ્યાં.

મહાત્માનાં વચન વીસરીને આ યોગી આત્મા રાવલનું વેવીશાળ એનાં માતપિતાએ એને પૂછ્યા વગર કરી નાખ્યું.

આ ખબર સાંભળતાંજ રાવળ એકદમ ત્યાંથી નાસીને ગુંદીયાળી પહોંચ્યો. ગુંદીયાળીના હાલા રજપૂતોએ આવા કાન્તિવાન છોકરાને રખડતો જોઇ તેને પોતાની પાસે નોકરીમાં રાખી લીધો અને પેટ માટે ઘોડાં, ચારવાના એની પસંદગીના કામમાં એને જોડી દીધો.

આખો દિવસ હાલા રજપૂતોની રખાલ *માં ઘોડા ચારે અને સાંજે આવી સૂઇ જાય એજ એનો ધંધો.

એક દિવસ હાલા ઠાકકરને ત્યાં કંઇ લગ્ન પ્રસંગ હોવાથી એ ચારણ પુત્રને સીમમાં ભતાર† પહોંચાડવાનું ભુલી જવાયું અને સાંજે ચાર વાગે હાલાઓનો માણસ જમવાનું લઇને ગયો તો એ ચારણ પુત્ર સુતો છે બાજુમાં બધા ઘોડા ચર્યા કરે છે પણ જે ઝાડ નીચે એ સુતો હતો તેનો છાંયડો એના ઉપરજ ઢળેલો જોવામાં આવ્યો. સાંજ

* એજ રખાલમાં હાલ રાવળપીરની જગ્યા છે. † ભાથું.

પડી હોવાથી બધાં ઝાડોનો પડછાયો પૂર્વ દિશામાં લાંબો લાંબો વધી ગએલો હતો પણ એ તો ઝાડની પશ્ચિમે સુતેલો છતાં જે વખતે એ સુતેલો તેજ સ્થિતિમાં છાંયડો રહી ગએલો જોઇ પેલો માણુસ અચંબો પામ્યો અને તેજ વખતે પાછો વળી જઇ, આ આશ્ચર્યકારક ઘટના હાલના રજપૂતોને કહી સંભળાવી. આખા ગામના માણુસો સાથે હાલાઓ પણ આ કુતુહળ જોવા એકઠા થયા અને જુએ છે તો માણુસની વાત અક્ષરશ સાચી જણાઇ આ દૈવી પુરૂષને જોઇ હાલો ઠક્કર પોતે એના પગ દાબવા બેસી ગયો એટલામાં ચારણ પુત્ર જાગૃત થતાં પડછાયો બીજા ઝાડોની પેઠે પૂર્વમાં ચાલ્યો ગયો.

પોતાના માલીક ઠાકોરને પગ દાબતો જોઇ ચારણ પુત્ર બોલ્યો "તમે આ શું કરો છો?"

"ચારણ દેવ! આપને એમ ઓળખ્યા નહિ એ અમારી મહાન ભૂલ થઇ આપના પ્રતાપથી અમે પરિચિત નહિ તેથી અમારાં ઘોડાં ચારવાનું કાર્ય આપને સોંપ્યું તે માફ કરો અને આટલો વખત આપને અમે ભૂખ્યા રાખ્યા તે પણ ક્ષમા કરી ઘેર પધારો ભોજન કરો અને અમને આપની સેવા કરવાને ભાગ્યશાળી બનાવો. અમારો બધો ગરાસ આપનોજ છે માટે આપને જે જોઇએ તે માગી લો."

હાલા ઠાકોરનું કથન સાંભળી ચારણ પુત્ર બોલ્યો મેં તમારા ઘોડા ચાર્યાં માટે ઘોડાની સ્વારીથી અહીંજ મારી રાવળપીર તરીકે સ્થાપના કરો.

આ ઉપરથી એજ સ્થાને હાલાઓએ રાવળપીરની સ્થાપના કરી પાયર જાતિના રજપુતને તેમની સેવા કરવા નીમ્યા અને આખી

રખાલ રાવળ પીરને અર્પણ કરી આજ પણ રાવળપીરના પુજારીઓ એની પેદાશ ખાય છે અને શ્રાવણ વદ અમાસના દિવસે રાવળપીરનો મોટો મેળો ભરાય છે.

હવે આપણે પણ એ ચારણને રાવળપીરના નામથી સંબોધી શું ત્યાંથી રાવળપીર માંડવીની ઉતરે તુંબેલ ચારણોનું ગામ નાનીરાયણ છે ત્યાં અને એક હિન્દુ કુંભાર ડોસીને ઘેર ઉતર્યા.

અસલનો સમય આશ્ચર્ય કારક ઘટનાઓથી પરિપૂર્ણ હોવાથી તે વખતે કંઇને કંઇ ચમત્કારો ચાલુ રહેતા હતા.

રાયણમાં હંમેશ મુજબ આ વખતે પણ યક્ષોના શેખ આવ્યા રોજ ઘર દીઠ એક માણસ ભોગ તરીકે લેવાનો તેમનો રિવાજ હતો

આજે જે ડોસીને ઘેર રાવળપીર ઉતર્યા હતા તેનો એકનો એક દીકરો હતો તેનો વારો હોવાથી સાંજ પડતાં ડોસી તો લોહીને આંસુડે રડવા લાગી રાવળપીરે તેનું કારણ પૂછતાં ડોસીને સઘળી બિના જણાવી તે સાંભળી પીર બોલ્યા કે “ડોસીમા તમે રડો મા તમારા દીકરાને બદલે આજ હુંજ જઇશ તમે નિશ્ચંત થાઓ જે વખતે એ લોકો આવે ત્યારે મને જગાડજો.” આમ કહી રાવળ પીર સુઇ ગયા

અડધી રાત વીતી અને છોકરાને લેવા શેખો આવ્યા ત્યારે ડોસીએ પીરને જગાડયા અને તેઓ તેમની સાથે ચાલ્યા.

શેખો તેમને દરીયા કિનારે લઇ ગયા અને ત્યાં તેમના પર તલ્વારનો ઘા કીધો પણ તલ્વાર સીખે તેમનો હાથ ઉંચોજ રહી ગયો

અને બધા જ્યાં હતા ત્યાં પત્થર જેવા થઇ ગયા એક ડગલું પણ ચાલવાની કોઇમાં શકિત રહી નહિ. આથી તેઓ ગભરાવા લાગ્યા અને કોઇ પણ શરતે માફી આપવા રાવળ પીરને અરજ કરવા લાગ્યા.

રાવળ પીરે કહ્યું તમે તો મારવાનેજ લાયક છો અત્યાર સુધીમાં હજારો માણસોના તમે જાન લીધા છે. માટે તમને બચાવવા ધર્મ વિરૂદ્ધ છે. માત્ર એકજ શરતે તમે છૂટી શકો એમ છે. તે એકે આજથી તમારે કોઈ પણ માણસનો ભોગ આપવો નહિ.

શેખોએ આસરત કબુલ કરી ત્યારે એ કબુલાતની નિશાની તરીકે રાવળપીરે તેમને એક દાગો આપ્યો જે હાલ શેખો માથે બાંધે છે. એક શેલી આપી જેને ગળામાં પહેરે છે. અને ઢોલનો અડધો ભાગ ફાડી આપ્યો તેને ડફ કહે છે. તે વગાડતા વગાડતા આજ પણ તેમના વંશજો ફરે છે અને માગીને પોતાનું ગુજરાન ચલાવે છે.

આ વાત બન્યા પછી થોડી મુદતે પીરે રાયણ ગામની દક્ષિણે સમાધિ લીધી તેના પર શિખર બંધ દેરી ચણાવવામાં આવી છે અને એનો મેળો પણ શ્રાવણ વદ અમાસના રોજ ભરાય છે.



# માતાનું મ્હેણું


ચ્છની ઉત્તર તરફના રણમાં ઉભેલા ખડીર બેટના દેવા ચારણની સોળ વર્ષની કન્યાના આજે લગ્ન છે. ગામે ગામના ચારણ અને ચારણીયાણીઓનાં જૂથ આજે દેવા ચારણને ઘેર મ્હાલી રહ્યાં છે. ચારણી સ્ત્રીઓ મંગળ ગીતોમાં મશગુલ છે અને ચારણો અનેક પ્રકારની અવનવી વાતો–કથાઓ અને દુહા સવૈયાથી દેવાને આંગણે ઉભો થએલો માંડવો ગજાવી રહ્યા છે.

એટલામાં ચોરી ફેરા ફરવાનો વખત થતાં વર રાજા વાજતે ગાજતે આવી પહોંચ્યા. પોંખાયા અને માયરામાં બેઠા.

બ્રાહ્મણના મંત્રો પણ શરૂ થયા અને કન્યા પધરાવો સાવધાનનો બ્રહ્મ હુકમ છૂટતાં ચારણી બાઇઓ જે કન્યાને માયરામાં બેસાડવાને વસ્ત્ર ભૂષણોથી સુજ્જિત કરી રહી હતી તેમણે કન્યાને માયરામાં બેસવા ચાલવાનું કહેતાં કન્યા બિચારી કંઇક શરમાળ હોવાથી તેનો પગ આગળ ચાલવાને ઉપડતો નહોતો.

કન્યાની મા ઓરમાન હતી અને કંઇક બાકડ બોલી પણ હતી છોકરીને ખંચાતી જોઇ તેને ગુસ્સો ચડયો અને ગુસ્સામાંજ

કન્યાને ઉદ્દેશીને બોલી કે "કેમ પગ ઉપડતો નથી બહાર ચોરી છે ચે* તો નથી ને?

ચારણ કન્યાના અંતરમાં આ શબ્દોએ તીરનું કામ કર્યું છતાં તે વખતે બધુ દુઃખ દિલમાંજ સમાવી દઇ તરત તે અન્ય સ્ત્રીઓની સંગાથે ચાલવા લાગી અને માયરામાં ગોઠવાએલ ચોરીના ચાર સ્તંભો વચ્ચે વર રાજાની બાજુની માંચી પરની જગાએ જ્યાં તેને બેસાડવામાં આવી ત્યાં બેઠી.

ભૂદેવોના મંત્રોચ્ચાર વચ્ચે ચોરી ફેરા ફરવાનું કાર્ય નિર્વિઘ્ને સમાપ્ત થયું. પણ આ સઘળો વખત ચારણ કન્યાની આંખોમાં છેક લોહીનાં આંસુ ખરી રહ્યાં હતાં.

ઓરમાનમા એટલે શુ? તેનું આજેજ એને ખરેખરૂં જ્ઞાન થયું હતું તેનો વિચાર થયો કે માતાએ કહ્યું કે પગ કેમ ઉપડતા નથી બ્હાર ચોરી છે ચે તો નથી ને? તે શું હું ચેથી ડરૂં એમ છું!

બસ તે વખતથી ચારણ કન્યાને એજ લગની લાગી કે કયારે હું માતાને બતાવું કે ચેથી ડરે તે બીજી હું નહિ.

એ ચાર દિવસમાંજ એ બાઇને સાસરે જવું પડયું. પરંતુ ત્યાં પણ કોઇની સાથે એને ગોઠતું વહિ. દિવસ અને રાત તે ઉદાસ રહેવા લાગી. માતાના વચનોએ એના મનના મહેલોમાં લ્હાય લગાડી હતી.

કોઇ પણ આનું કારણ સમજી શકયું નહિ. એનું મન આનંદમાં આણવા સૌએ અનેક વિધ પ્રયત્નો કર્યા છતાં એના હૃદયમાં પેસી ગએલો ઝેરી કાંટો કાઢવો એ સર્વથા અશકય હતું.

આમજ કેટલાક દિવસો વીતી ગયા. અને પિઍરથી માણસો તેડવા આવતાં ચારણપુત્રી પિતાને ઘેર પાછી આવી.

એના અંતરમાં એક નિશ્ચય ઘડાઇ ગયો હતો અને તેને અમલમાં આણવાની તક તે શોધી રહી હતી.

જેમ રજપૂતોની દીકરીનું આણું આખું ઘર લઇ જાય એમ કહેવાય છે તેમ ચારણો પણ પોતાના ગજા પ્રમાણે દીકરીના આણામાં ઘણો માલ આપતા.

આ બાઇના પિતા સાધારણ સ્થિતિના હોવાથી તેણે અત્યાર પહેલાં આણાની તૈયારીઓ કરવા માંડી લુગડાં લતાં વગેરે ચીજો એકઠી કરી તોરણ ચાકળા માટે જુદા જુદા રંગોનું કાપડ લાવી પોતાની દીકરીને દીધું અને છોકરી ભરવા ગુંથવાના કામમાં પ્રવીણ હોવાથી આણા માટે તરત તોરણ ચાકળા તૈયાર કરી લેવાની ભલામણ કરી પરંતુ એના મનમાં શું રમી રહ્યું હતું તે કોણ જાણી શકે ?

કેટલાક દિવસ બીજા પણ પસાર થઇ ગયા છતાં બાઇએ તોરણ ચાકળા કે ભરત કામને હાથ પણ લગાડયો નહિ તેથી તેનો પિતા તેને ઘણી રીતે સમજાવીને પૂછતો છતાં આ બાઇ આજકાલ આજકાલ કરતાં દિવસો કહાડતી આવતી હતી.

એક દિવસ ઘરનાં બધાં માણસો બહાર ગયાં હતાં ઘણા દિવસથી ઘુંટાઇ રહેલી ઇચ્છા આજ પાર પાડવાનો લાગ ચારણ કન્યા જવા દે તેમ ન હતું.

પોતાના ઘરના આંગણામાંજ જ્યાં ચોરી મંડાણી હતી. તેજ સ્થાને લાકડાં ખડકી એક મોટી ચિતા એણે તૈયાર કરી લીધી અને અને ન્હાઇ ધોઇ ચન્દન તિલક કરી હાથમાં નાળિએર લઇ ચિત્તા પ્રકટાવી જય અમ્બેના અવાજ સાથે તે ચિતામાં કૂદી પડી.

ઝળ ! ઝળ। ઝળ ! અગ્નિની ઝાળો ઉઠવા લાગી અને ચારણ કન્યાની કોમળ દેહનો પોતાની લાલચોળ જીવ્હાઓ વડે ભોગ લેવા લાગી.

એજ વખતે તેનાં માબાપ પણ બહારથી આવી પહોંચ્યા.

તેની ઓરમાન માએ સળગતી ચિતામાં બેઠેલી પુત્રી તરફ ફાટી આંખે જોયું તો તેના સદા ઉદાસ રહેતા ગમગીન ચહેરા પર સ્મિતની રેખાઓ ફરકી રહી હતી.

અગ્નિદેવે પોતાનું કામ સમાપ્ત કર્યું અને ચારણ કન્યાએ એકજ વચનની ખાતર પોતાના ઉગતા દેહની આહુતી આપી.

એજ સ્થાને તેનો પાળીઓ માતાના ભયંકર મેણાંની સાક્ષી પુરતો ઉભો છે અને ચારણો તેની પૂજા કરે છે.



# જુગ જુની જગદમ્બા.

## -રવેચી-

મસ્ત કચ્છમાં અને ખાસ કરીને વાગડમાં રવેચી માતાના નામથી કોઇકજ અજાણ્યું હશે.

રાપર તાલુકામાં રવની પશ્ચિમે રવેચી માતાનું જુગ જુનું સ્થાનક આવેલું છે, તેની પુરાણુ પ્રાચીન ભવ્યતા જોતાં અંતર જુગો જુગની જુની યાદમાં ઘડીવાર એકતાન થઇ જાય છે.

રવેચી માતાના આશ્ચર્યકારક ચમત્કારો અસલના જમાનાથી આજપર્યંત કાયમ છે. અને સાક્ષાત પુરાવા રૂપ તેનાં અનેક ઉદાહરણો પણ મોજુદ છે, છતાં કેટલીક અણસમજને લઇને પડી ગએલા વાગડના લાક્ષણિક રિવાજ મુજબ ત્યાંના ઘણાખરા લોકોને મન રવેચી માતાનું મહત્વ માત્ર સોગનમાંજ આવી વસેલું હોય એમ જણાય છે.

વિક્રમની ચૌદમીસદીની શરૂઆતમાં તે સમયના પુજારી અદા ભોપા*નું. પરમ ભક્તિમય હૃદય જોઇ માતાજી તેનાપર ખૂબ ખૂબ

* માતાજીનો પુજારી ભોપો કહેવાય છે.

પ્રસન્ન રહેતાં અને દરરોજ માતાજી સાક્ષાત સ્વરૂપે આવીને એ અદા ભોપા સાથે ચોપાટ રમતાં.

એક વખત ચોપાટ ખેલતાં પાસા ફેંકતી વખતે એકાએક માતાજીના હાથની ચૂડમાથી પાણીની શેડો વછૂટી તે જોઇ ભોપાને ઘણી નવાઇ લાગી અને ચોપાટ રમતાં રમતાં ચૂડમાંથી પાણી નીકળવાનું શું કારણ છે તે કહેવા ભોપાએ માતાજીને આગ્રહ કર્યો.

"ભોપા ! એ વાત જવાદે" માતાજીએ જવાબ આપ્યો.

"દેવી ! આપ મારાપર ખરેખર પ્રસન્ન હો અને હું સદા શુદ્ધ અંતરથી આપની પુજા કરતો હોઉં તો આ વાતતો આપે જરૂર કહેવીજ પડશે" ભોપાએ વાત જાણવાની ઉત્કંઠાથી વિશેષ આગ્રહ કર્યો.

"પણ એવી વાતોથી તને શું લાભ છે ? જો ! આપણી રમત નાહક ખોટી થાય છે" માતાજીએ ભોપાને સમજાવતાં કહ્યું.

"મહાદેવી ! ગમે તેમ થાય પણ આજ તો એ વાત મને કહેવા વગર નહિજ ચાલે" ભોપાએ હઠીલાઇથી જણવ્યું.

જેમજેમ માતાજી પૂજારીને વધુ સમજાવવા લાગ્યાં તેમતેમ એનો આગ્રહ વધતો જતો જોઇ છેવટે માતાજીએ કહ્યું જો ત્યારે, સાંભળ ભદ્રાવતી નગરીના જગડુશા શેઠનાં ચૌદ વહાણો રત્નોથી ભરેલા કચ્છ તરફ આવતા હતા. તેઓ એકાએક સમુદ્રમાં તોફાની વાવાઝોડાને ભયંકર ઝપાટે ચઢી જવાથી બૂડે કાં બૂડે એવી સ્થિતિમાં આવી જતાં એ લોકોએ મારૂં આરાધન કર્યું તેથી તે બુડતા વ્હાણોને બચાવવા મને રમતાં રમતાં ત્યાં જવું પડયું અને તેમને તોફાનના ત્રાસથી ઉગારી સીધે રસ્તે ચડાવી દીધાં પણ તેનું થોડું પાણી મારા હાથની

આ ચૂડમાં ભરાઇ ગએલું હોવાથી તે આ પાસા ફેંકવા વખતે હમણાંજ બહાર નીકળ્યું. ખરી હકીકત આ છે. હવે તો સંતોષ થયોને?

આ સાંભળી ભોપાએ વિચાર્યું કે માતાજી પણ ઠીક બનાવે છે. તેથી તેણે જવાબ આપ્યો "જોગમાયા! અમે કાળામાથાના માનવી જાણે જુઠું બોલીએ એતો ઠીક પણ આપ આદ્યશક્તિ દેવી જ્યારે જુઠું બોલતાં શીખ્યા તો હવે કોણ જાણે જગતનું શું થશે? હું મારી સગી આંખે જોઇ રહ્યો છું તેમ આપ કેટલીએવાર થઇ અત્રે બિરાજમાન છો છતાં કહો છો કે હમણાંજ જગડુશાનાં તોફાને ચડેલાં વહાણોને રસ્તે ચડાવી દીધાં. આવી વાત કેમ મનાય દેવી?

"ન મનાય તો હરકત નહિ! એજ કારણથી એ વાત સાંભળવાની હઠ છોડી દેવા હું કહેતી હતી. હવે જો! એ લોકો એ ચૌદ વહાણોમાંથી સાત વહાણોનો માલ મારા નિમિત્તનો કર્યો છે અને આજથી આઠ દિવસે જગડુશા પોતે એ માનતા ઉતારવા અહીં આવે તે એ વાત સાચી માનવી નહિ તો જુઠી હવે આજથી આપણા પણ રામરામ છે."

આટલું બોલી માતાજી તેજ ક્ષણે અંતર્ધ્યાન થઇ ગયા. ભોળાને પોતાની ભૂલ સમજાઈ, ખૂબ પશ્ચાતાપ થયો પણ પછી શું થાય?

બરાબર આઠ દિવસે જગડુશા મોટા સંઘ સાથે માતાજીને સ્થાનકે આવ્યો અને ભક્તિ ભાવપૂર્વક માનેલી માનતા ઉતારી. સાત વ્હાણોનો માલ માતાજીના ફરમાન મુજબ જમીનની અંદર એક ઠેકાણે ભંડારવામાં આવ્યો જે આજ પણ ગુપ્ત નિધાન તરીકે માતાજીના મઢમાં મોજુદ છે અને એની જાણ માટે જગડુશાએ એ સંબંધી જૈની

લિપિમાં લખાવેલો શિલા લેખ* માતાજીના મઢમાં દરવાજામાં પેસતાંજ ઉતરાદી બાજુએ છસેં વર્ષની ચમત્કાર કથા ઉચ્ચારતો ઉભો છે.

માતાજીના આવા અનેક ચમત્કારો આજ પર્યંત ચાલુ છે.

થોડા સમયપર માળીયાના તેર મીયાણાંઓએ, માતાજીના પૂજારીઓ પાસે ચોરીનું અફીણ હોવાની શંકાની તપાસ પાસે જાણે પોલીસ આવી છે એવી ઠગબાજીથી છેતરીને રાત્રે મંદિરના દરવાજા ઉઘડાવ્યા અને પૂજારીઓને મુસ્કેટાટ બાંધી માતાજીનાં ઘરેણાં દાગીના તથા રોકડ મળી લગભગ ચાળીસેક હજારનો માલ લૂટી રાતોરાત નાસી ગયા.

હવે હકીકત એવી બની કે તેઓ જેમતેમ કરીને ચિત્રોડની પૂર્વ દોઢ ગાઉ ઉપર આવેલા મેવાસાના ડુંગર† સુધી તો આવ્યા પણ પછી આખી રાત તેમને માર્ગ ન સૂજવાથી તેમણે એ ડુંગર પરજ ભટકયા કર્યું અને સવાર થતાંજ પોલીસ આવી પહોંચવાથી આ જંગ બહાદુર મીયાણાંઓ બકરીઓની પેઠે પકડાઇ ગયા.

માતાજીનો ગરાસ તથા જમીન પણ ઘણી છે અને ગાયોનાં મોટાં ધણ છે. અને એમના દૂધનું વલોણું ન કરતાં દૂધજ વાપરવાનો જુના સમયથી નિયમ છે. છતાં હાલના વીસમીસદીના જમાનાની તાસીરથી એ નિયમ પણ બરાબર પળાતો જણાતો નથી

---

* આ શિલા લેખનો ફોટો કચ્છના માજી દીવાન રા. બ. રણછોડભાઇ ઉદયરામે પ્રગટ કરવા ધારેલ કચ્છ સંબંધી પુસ્તક માટે લીધેલો પણ પાછળથી કોઇ કારણે એ પુસ્તક પ્રગટ થએલ નથી.

† મેવાસાના ડુંગર પર પણ રવેચી માતાનું સ્થાનક છે.

ભાદરવા સુદ ૮ ના રોજ દર સાલ રવેચી માતાનો જબ્બર મેળો ભરાય છે અને હજારો નરનારીઓની મેદની માતાજીનાં દર્શન કરવા અને માનતાઓ ઉતારવા આવે છે.

માતાજીની જગ્યામાંથીજ ન્હાવા જઇ શકાય એવી રીતે આવેલું કિલ્લા જેવી પાળો અને જમાનાઓનાં ઝાડોવાળું જુગ જુનું વિશાળ તળાવ જોતાં માનવીનાં અંતર્ચક્ષુઓ અર્વાચીન સમય કૂદી જઇને જાણે પ્રાચીન સમયના કો અસલી દૃશ્યમાં વિહરતાં હોય એમ ઘડીભર ભૂલાં પડે છે.

માતાજીના પ્રત્યક્ષ પરચા તરીકે આજ દિન લગી પણ શિઆળાનો ઉતરવાયુ રવ, જીસડા અને ત્રંબૌ ત્રણે ગામમાં વાતો નથી એ વાત જગજાહેર છે.

ઉપરોકત કથાને ટેકો આપનાર રવેચી માતાનું ભજન પણ કચ્છ-વાગડમાં ઠેર ઠેર ગવાય છે.

—ભજન રવેચી માતાનું—

મૈયા મેરૂરે કરોને ઉજળા દેવળ વાળી જી.
મૈયા ઝાડીરે જંગલમાં તારા દેવળ બિરાજે જી.
અને ધોળી ધોળી ધજા ફરૂકે—મૈયા.
મૈયા જલમાં સમરણુ એક વાણીયો કરે હો–જી
એવી બેડલી ઉકારો માતા મારી—મૈયા.
મૈયા દેશને પરદેશના જાતરૂ આવેજી
અને નમન કરે નરને નારી—મૈયા.
મૈયા માતાને પ્રતાપે ભોપો રાયમલ બોલ્યાજી
એવી પરતંગા રાખો માતા મારી—મૈયા.

# સત્યનો પ્રભાવ.


ર્ષાઋતુની રમણીય પ્રભાત હતી, ઠેક ઠેકાણે લીલમ લીલાં તૃણાંકુરો દ્રષ્ટિને આનંદ મુગ્ધ કરી રહ્યાં હતાં આખી રાત વરસી વરસીને થાકેલા મેહુલાએ હમણાંજ જરા રાહત લીધેલી જણાતી હતી. નેરણ નદીનો ધસારાબંધ વહેતો પ્રવાહ પણ હમણાંજ કંઇક હળવો થઇને કિનારે ઉભેલા લોકોને ઉકાર આપવા આમંત્રી રહ્યો હતો.

વર્ષાના આવી કુદરતી મનોહરતામાંથી આનંદ મેળવી લેવાની શક્તિ પુખ્ત ઉમરના પુરૂષો કરતાં નાના બાળકોમાં અધિકતર જોવામાં આવે છે કારણ બાળકો કૃત્રિમતાને અભાવે કુદરત સાથે ઓતપ્રોત થઇ થઇ શકે છે જ્યારે પુરૂષોમાં આવી વસેલી કૃત્રિમતા તેમને એમ કરતા અટકાવે છે.

આજે વાંકી ગામના બાલમિત્રોનું મંડળ નેરણ નદીને કિનારે અનેક પ્રકારની રમતો રમી રહ્યું છે. નદીના પૂરની એને પરવા નથી ભીંજાવાનો ભય નથી મગજમાં કશી ચિંતા નથી સૌ પોતપોતાની રમતમાં તલ્લીન છે.

કેટલાક બાળકો માનવ હૃદયના આશા મહેલો જેવાં રેતીનાં ઘર ઘડીકમાં ચણી રાખે છે ઘડીકમાં ચોળી નાખે છે, કેટલાક નદીની રેતીમાં વીરડા બનાવે છે અને તેમાંથી પાણી પ્રકટતાં ઉત્સાહમાં આવી જઇ તાળીઓ વગાડે છે અને કેટલાકતો લાત મારી જમીન માંથી પાણી કાઢવાની પોતાની શકિત જોઇ ફુલાઈ છે અને પોતાના એ પરાક્રમનાં દર્શન કરવા અન્યોને આમંત્રે છે.

આમ બધાં બાળકો નાના વિધ પ્રકારની રમત ગમતમાં ગુલતાન બની રહ્યાં છે. ત્યાં એક વણિક બાળિકા રસ્તાની બાજુમાં નદીથી જરા આગળ એકલી એકલી ખાડો ખોદી રહી છે ખાડો જરા ઉંડો થતાં ઢાંકણાંવાળી માટીની મંગ * જમીનમાં દાટેલી દેખાય છે.

મંગનું ઢાંકણું ઉઘાડી જોતાં તે કાટથી લીલારંગની બનેલી રાસાઇ કોરીઓથી ચિકાર ભરેલી જોવામાં આવી. વણિક બાળિકાએ પોતાના હાથમાં માય તેટલી કોરીઓની સપડતી † બે મૂઠીઓ ભરી લીધી અને એકદમ પોતાની માતા પાસે દોડી જઈ તેને બતાવી.

કોરીઓ લાવનાર બાળાનું નામ જેઠીબાઇ અમે તેની માતાનું નામ ઉમર બાઇ હતું.

પ્રભુનું ભજન કરતાં આખો દિવસ રેંટીયો કાંતવાનું પવિત્ર અને પ્રમાણિક જેનું નિત્ય કર્મ છે એવી આ ભકિત ભરપૂર હૃદય વાળી અને ધર્મ પરાયણા ઉમરબાઇનું કાચ જેવું નિર્મળ અંતઃકરણ બાળિકાની આ બે મૂઠી કોરીઓના મોહમાં લોભાઇ જાય એમ

* મોટા ઘડા જેવું સાંકડા મોઢાનું વાસણ. † ચિકાર ભરેલી.

ન હતું. ઉમર બાઇએ કોરીઓને કુલડીમાં નાખી તે ઉંચી રાખી દીધી અને પાછી દરિદ્ર નારાયણ રેંટીયાનો તાર હાથમાં લઇ તેના સુંદર સંગીત સાથે પરમાત્માના નામના પવિત્ર સંગીતનો સૂર મેળવવા લાગી.

ઉમર બાઇના પતિનું નામ પાલણ શા ખેતીનો એનો ધંધો અને હમણાં ચોમાસાની રત હોવાથી તેનો આખો વખત ખેતરેજ વીતતો.

સાંજે પાલણશા ઘેર આવ્યો ત્યારે ઉમરબાઇએ કોરીઓ સંબંધી સઘળી હકીકત કહી જણાવી અને પત્રી જઇ કોરીઓ ઠાકોર સાહેબ ને આપી આવવા પણ કહ્યું પાલણશાએ ઉત્તર આપ્યો કે બે ચાર દિવસ પછી પાખી આવે છે અને હમણાં ખેડની કામગીરી ઘણી હોવાથી પાખીને દિવસે પત્રી જઇ એ આપી આવશું.

વાંકી અને પત્રી નેરણ નદીને સામસામે કિનારે આવેલાં છે માત્ર નેરણ નદીએ બંને ગામોને પોતાના પ્રવાહ પ્રદેશથી વિખૂટા પાડે છે છતાં વાંકી પત્રીના જોડલા નામનો કચ્છમાં સાથેજ ઉચ્ચાર થાય છે વાંકી અને પત્રીના ગામ ધણી ઠાકોર પત્રીમાંજ રહે છે.

પાખી પણ આવી પહોંચી અને પાલણશા બાપોરે જમી જુઠી કોરીઓ વાળી કુલડી ખેસમાં બાંધી પત્રી તરફ ચાલતા થયા.

નદી ઉતરતાંજ પાલણશા પત્રી આવી લાગ્યા અને પરબારા દરબારની ડેલી તરફ ચાલ્યા.

પત્રી દરબાર અને એમનો વોરો વાણીઓ વાતો કરતા-ડેલીમાં બેઠા છે ત્યાં પાલણશા પણ આવ્યા.

"કો પાલણુશા અજતાં આંઇ નિકરી આવ્યા?" (કેમ પાલણુશા આજતો તમે નીકળી આવ્યા) પાલણુશા આવતાંજ દરબારે પ્રશ્ન કર્યો.

"બાવા! આવ્યો તો એમ, કે ચારેક દીવસ પર મારી દીકરી જેઠી બાઇ આપણી આ નદીમાં બીજાં છોકરાં સાથે રમતી હતી એને રમતાં રમતાં નદીમાંથી આ કોરીઓ મળી આવી ને આપની પાસે લઇ આવવાની હતી પણ આજ પાખી હોવાથી લાવ્યો છું" એમ કહી પાલણુશાએ ખેસમાંથી કોરીઓની કુલડી કાઢી દરબારના પગ પાસે મૂકી.

પાલણુશાંનું પ્રમાણિકપણું જોઇ દરબાર ખુશી થયા અને તેને માટે તેને શાબાશી આપી અને પાસે બેઠેલા વોરા પાસે પણ વખાણ કર્યાં.

પાલણુશાને ખેતરે આંટો દેવા જવાનું હોવાથી તે ઠાકોરની રજા લઇ તરત ત્યાંથી ચાલતો થયો.

"બાવા! જોઇ અમારી વાણીયા વિદ્યા?" વોરાએ ટકોર કરી.

"કેમ?" દરબારે અજાણપણાથી સામો પ્રશ્ન કર્યો.

"કેમ શું? આપ એમ ધારો છો કે એને એટલીજ કોરીઓ મળી હશે?"

"ત્યારે તમે શું ધારો છો?"

"ધારવું તો ખુલ્લું છે. એની દીકરીને એટલીજ કોરીઓ જડી હોય તો તે આપણને દેવા આવે એવો સત્યવાદી આ પાલણુ

કેદી હતો? અને વળી કહે છે કે એ તો ચાર દિવસ પહેલાં જડી હતી એમ હોય તો પત્રી કયાં છેટું છે? તેદીજ કાં ન આવે? દરબાર! આપ તો રાજા છો એટલે એ વાત સાચી માનો પણ અમે તો એવા કૈંક દાખલા નજરે જોઈ બેઠા છીએ. એને તો બાવા! કોક મોટો ખજાનો હાથ ચડી આવેલ અને એ વાત પાધરી થાય છે કે કેમ તેની એણે ચાર દિવસ સુધી વાટ જોઇ હવે એણે વિચાર્યું કે નર કે નારાયણને અને કદીક ભવિષ્યમાં એ બીના જાહેર થાય તો તેમાંથી છટકી જવાના બાના સારૂ આ મૂઠી કોરીઉંથી તમારૂં મન મનાવી ગયો. મારો ભારે ચાલાક હો! બાવા પાલણીઓ એટલે તમે શું સમજો છો એતો મોટો છે તે છે"

વોરાના આ લાંબા વિવેચનથી દરબારને ઠસાઇ ગયું કે વાત તો ખરી છે અને જયાં કોરીઓ દાટેલી હોય ત્યાં આટલીજ તો નજ હોય. પાલણીઆને હાથે જરૂર કોઇ ભંડાર ચડી ગયો સા... વાણીયો ઠગી ગયો.

દરબારની શંકાને સ્વાર્થ વૃત્તિએ વળી ખુબ ઉતેજન આપ્યું. ધનમોહની લાલસા બળવાન બની અને પત્રી દરબારે એ વોરા વાણીઆને સાથે લઇ આ વાતની પાકી તપાસ ચલાવવા અને વાણીઆની ખબર લેવા નેરણ નદીના છાછરા પ્રવાહમાં ઝંપલાવી દીધું.

તરતજ નદીને બીજે કિનારે આવી વાંકીમાં આવી પહોંચ્યા.

વાંકી ગામના ચોરામાં દરબારને માટે સફેદ પૂણી જેવાં ગોદડાં નંખાયાં અને ઠાકોર તથા વોરાએ તે પર પોતાનાં આસનં લઇ

તરતજ પાલણુશાને તેડી આવવા માણસ મોકલવામાં આવ્યો. પરંતુ તે વખતે પાલણુશા ઘેર ન હોવાથી માણસે તેવા ખબર દીધા.

ઠાકોરે વિચાર્યું કે હમણાં ઠીક લાગ છે એની સ્ત્રીનેજ બોલાવી જરા દબાવીને ધમકી આપશું તોએ વાણીયાણી જરા વારમાં બધું પોપટની માફક પડી દેશે.

તેજ વખતે પાલણુશાની સ્ત્રીને પાંટીયો મોકલી બોલાવવામાં આવી અને આ ધર્માત્મા બાઇ રેંટીયો ફેરવતાં ફેરવતાં ઠાકોરના હુકમને માન્ય કરી તેમની પાસે હાજર થઈ.

"તમારા પતિ હમણાંજ જે ધન ભંડારનું કહી ગયા તે તમને જડે કેટલા દિવસ થયા ?" બાઇના આવતાં વેંતજ ઠાકોર આ આંટી ઘુંટી વાળો પ્રશ્ન કર્યો

"ધન ભંડાર ? આશું બોલો છો દરબાર ? ધન ભંડાર કેવા ! ને વાત શી," ઉમર બાઈએ આશ્ચર્ય ચકિત થઇ જવાબ આપ્યો.

"આવું હડહડતું જુઠાણું તું કોની આગળ બોલે છે તેનું તને ભાન છે" દરબારે પોતાની સતાનું ભાન કરાવતાં પૂછ્યું.

"જુઠાણું તો મારા વીર ! મારી જીંદગીમાં નથી બોલી તે તમારા ધન સારૂ આજુંજ બોલવાની હતી ?

ઉમરબાઈનો બેપરવાઇ ભરેલો જવાબ સાંભળી ઠાકોર ક્રોધયમાન થયા અને તેમણે પાસે બેઠેલા વોરાને કહ્યું "વોરાં ! એ રાં...એમ માનવાની નથી તમે હમણાંજ એક રાંપ

મંગાવી, લાલચોળ તપાવી અને એ સાચી હોય તો એના હાથમાં આપો સાચકૂડનું હમણાંજ પારખું."

"આ કળીજુગમાં બાપ! એવું સત કયાં રહ્યું છે કે સાચાના હાથ ન બળે. અમને ગરીબોને આમ સતાવો છો તે મારાથી કહી જવાય છે કે એમાં તમારૂં શું ઉંચું આવવાનું હતું?" બાઇએ કળકળતી આંતરડીએ ઠાકોરને જવાબ આપ્યો.

"તો હાથે કરી કાં હેરાન થાય છે? ને કહી દે કે હમણાંજ તમારે હાથ ચડેલો ભંડાર કયાં રાખ્યો છે?"

"અમારો ભંડાર તો બાપુ એક ખેતરોમાં વેરાયલો છે ને બીજો મારો ધન ભંડાર રેંટીયો હમણાંજ ઓસરીમાં છોડી આવી છું."

"એ તો હમણાંજ જણાઇ રહેશે" એમ કહી ઠાકોરે એક લોઢાની રાંપ મંગાવી અને લાકડાં સળગાવી તેમાં ગરમ કરવા માંડી.

એટલામાં પાલણશાને આ વાતની ખેતરે ખબર પડતાં તે પણ દોડતો આવ્યો અને ચોરામાં જામેલો તમાશો જોઇ પોતે પણ શું થાય છે તે જોવા ઉભો.

રાંપ તપી લાલ થઇ ગઇ ત્યારે બે માણસોએ તેને સાણસા વડે દેવતામાંથી ઉંચકી અને અગ્નિના તણખા ઝરતી એ ધગધગતી રાંપ, સાચી હોય તો હાથમાં પકડી લેવા દરબારે બાઇને હુકમ કર્યો.

ઉમરબાઇ જે આટલો વખત આંખો બંધ કરી ઇશ્વર આરાધના કરતી ઉભી હતી તે આ હુકમ સાંભળી, જમીનપરથી બે પીપળાનાં

પાંદડાં હાથપર લઇ રામ નામના ઉચ્ચાર સાથે આગની સીખો ફૂટતી રાંપ પોતાના હાથમાં લઇ લીધી.

કળિયુગમાં પણ આવો સત્યનો પ્રભાવ જોઇ પ્રેક્ષકો તો ચકિત થઇ ગયા પણ વોરાએ દરબારના કાનમાં કહ્યું "બાવા! આતો પીપ-ળાના પાનનું કંઇક કારણ મને જણાય છે હવે ફરી રાંપ તપાવી એના ખુલ્લા હાથપર મૂકવી જોઇએ."

આથી રાંપને ફરી ગરમ કરવાનો દરબારનો હુકમ છુટયો. અને ફરી તે લાલચોળ થતાં તેને ખુલ્લા હાથમાં લેવાનું ફરમાન થયું.

બાઇને તો હવે ઇશ્વરી અલૌકિક શકિતમાં સંપૂર્ણ વિશ્વાસ બેસી ગયો હતો. તેણે ફરીથી બળતી રાંપ 'રામ' કહીને ખુલ્લા હાથપર લઇ લીધી,

"રાંપ આ વખતે કંઇક ઠરી ગએલી જણાય છે" દરબારના મોંમાંથી અવાજ આવ્યો.

આટલા વખત શાન્ત ઉભેલા પાલણશાથી હવે આ જુલમ સાંખી સંકાયો નહિ. તેણે તરત પોતાની સ્ત્રીને કહ્યું કે "રાંપ ઠરી વઈ વે, તવારેને વિજ ઠકરજી નડીમે" (રાંપ ઠરી ગઈ હોય તો વાળીને ઠાકોરના ગળામાં નાખી દે)

પતિની આજ્ઞા સાંભળી આ સત્યમૂર્તિ સતિએ રાંપને વાળીને દરબાર તરફ દોટ મૂકી.

દરબારે વિચાર્યું કે હવે અહીંથી ભાગી નહિ છુટીએ તો જરૂર બારવાગી જવાના તેથી દરબાર ને વોરા બંને મૂઠીયોવાળીને એવા નાઠા કે વેલી આવે પત્રી.

બાઇના મોંમાંથી સંતપ્ત હૃદયે "ઉંચું નહિ આવે" એવા નીકળેલા શબ્દો તાત્કાળિક ફળી ચૂકયા, બોરાના આખા વંશનું નિકંદન નીકળી ગયું અને આઠ દિવસમાં દરબારના કેટલાક ઘોડા અને એક કુમાર દુનિયાની હવા તજી ગયા.

આ અજાયબ ઘટના પર સવાસો વર્ષની શ્યામ રાત્રિઓ રમી ગઇ છે છતાં તેના પર કચ્છના અન્ય ઇતિહાસ મુજબ કાળનો કાળો પડદો ફરી વળે ત્યાર પહેલાં કચ્છી પ્રજા સમક્ષ મૂકાય છે એટલું અહોભાગ્ય ! *

---

† આ કથાનું એક રીતે મહત્વ વધે છે કે જૈન અષ્ટકોટિ મોટી પક્ષના વિધવાન પૂજય શ્રી "વિજયપાળજી સ્વામિ જેમની ઉંમર ૯૦ વર્ષની છે તેમનાં જેઠીબાઇ નાનીમા થાય અને ઉંમરબાઈ પર નાની થાય.

# માડી ગામના મંગીઆ પટેલ.

કચ્છી જનતામાં આજ પણ એક પિરોલી (સમસ્યા) પ્રચલિત છે કેઃ–

નાંગ નયકે વાંઇયેં ભરા, વિઠી ખુકે વા;
જુકો ગિને નાં, તેજી થીએ મા.



નાગમતી નદીની આથમણી તરફ અને દેશળપરની ઉત્તરે એકાદ ગાઉ ઉપર જે માડી ગામનાં રહ્યાં સહ્યાં ખંડેરોજ આજ અવશેષરૂપે બાકી છે એ માડી ગામને ઉદ્દેશીને આ પિરોલી કહેવાઇ છે.

આજથી ત્રણ ચારસેં વર્ષપર એ માડીગામ સંપૂર્ણ સમૃદ્ધિ શાળી એક મોટું શહેર અને બંદર હતું. વેપારનું એ મુખ્ય મથક હતું અને નાણાંની તો એમાં છોળો ઉડતી. નવી નાળ અને ટુંડા વચ્ચે આજ જે સ્થાન દાણ દેરી તરીકે પ્રસિદ્ધ છે તે માડી ગામનું જકાત લેવાનું સ્થળ હતું.

એક સમયે જાહોજલાલી ભોગવતા એ માડી ગામનો નાશ કોઇ એક હજામની કુટિલતાથી થયો કહેવાય છે. એ હજામનો પાળીયો

આજ પણ ત્યાં ખડો છે અને ત્યાં જનાર દરેક માણસ પોતાના હૃદયનો તિરસ્કાર બતાવવા એ પાળીઆ પાસે પાણાનો એક મોટો ઢગલો બની ગયો છે. ઇંદ્રપુરી જેવા શહેરને સ્મશાનની હાલતે પહોંચાડવાના એના ગુન્હા તરફ કચ્છી પ્રજા કેટલી ધૃણાની નજરથી જુએ છે તે આ જોતાં સાફ સમજાય છે.

માડી ગામ જ્યારે છિન્નવિછિન્ન થવા લાગ્યું ત્યારે પ્રજાજનો પોતપોતાનાં રાચ રચીલાં અને ધન દોલત લઇને સલામતી ભરેલી જગાએ નાસભાગ કરવા લાગ્યા. કેટલાક મુંદરામાં અને તેની છકોશીમાં આવી વસ્યા અને બાકીના માંડવી તરફ ચાલ્યા. કહેવાય છે કે માડી ગામ ઉજ્જડ થતાં માંડવી શહેર સમૃદ્ધ બન્યું.

મંગીઓ પટેલ માડી ગામમાં એક ધનાઢ્ય અને ધર્માત્મા વેપારી ગણાતો. તે પોતાની સ્વ કમાઇથી અપાર લક્ષ્મીનો માલીક બન્યો હતો. મંગીઆ પટેલના બીજા ત્રણ ભાઇ હતા તે સહુમાં એ મોટો હતો. પ્રથમ એના પિતાને કંઇ સંતાન નહોતાં ઘણાપીર ફકીરોની દુઆથી તેને ત્યાં પુત્ર જન્મ થયો તેથી તેનું નામ મંગીઓ પાડ્યું હતું.

માડી ગામમાં રહેવું એ જાનમાલને જોખમમાં નાખવા જેવું થઇ પડતાં મંગીઆ પટેલનો એક ભાઇ દેશળપર* જઇ રહ્યો બીજાએ ભુજપર વસાવ્યું ત્રીજો હાલાર તરફ ચાલ્યો અને મંગીઓ પટેલ મુંદરા

*આજ પણ દેશળપર અને ભુનાડમાં મંગીઆ પટેલના ભાઇઓના વંશજો સારી સ્થિતિમાં છે.

તાલુકાના લુણી ગામના હાલા રજપૂતોને આશરે આવવા માટે પોતાની જન્મભૂમિ માડી ગામને રડતા હૃદયે છેલ્લી સલામ કરી ચાલવા લાગ્યો.

મંગીઓ પટેલ પોતાની ત્રણ ચાર લાખની મિલ્કત ગાડાંઓમાં ખડકી માડી ગામ છોડી ચાલવા લાગ્યો ત્યારે મીયાણાની એક ટોળી મીટ માંડી તેના તરફ જોઇ રહી હતી.

મંગીઓ પટેલ માલેતુજાર હતો તે સૌ કોઇ જાણતાં હતાં તેથી મીયાણાંઓએ વિચાર્યું કે આ આંકડામાં રહેલી માખી ટપકાવી લઇએ તો આપણું દાળદર આજેજ ચૂર થઇ જાય.

આ પંજ હથા પહેલવાનોની મીયાણા મંડળીએ મંગીઆ પટેલની પૂંઠ પકડી અને તેને ખંખેરી લેવાનો લાગ શોધતા બેચાર ખેતરવા તેની પાછળ પાછળ ચાલવા લાગ્યા.

આ પ્રમાણે આગળ મંગીઓ પટેલ અને પાછળ, માથે લીંબુ ઠરે એવી વંકડી મૂછો વાળા મીયાણાઓ મૂછે તા દે તા દેના ચાલ્યા આવે છે પણ મનમાં ધારેલી મુરાદ પાર પાડવાને નિશ્ચિત કરેલા સ્થાનોપર કંઇને કંઇ અડચણો ઉભી થવાથી તેમની આ નાનકડી મુસાફરી વધુને વધુ લંબાતી જાય છે.

મંગીઓ પટેલ માડી ગામથી નીકળ્યો તેજ વખતે મીયાણાઓની તેનાપર એકીટસે ચોંટેલી દૃષ્ટિ જોતાં તેમની મનોભાવના આ ચતુર મંગીઓ કળી ગયો હતો એટલુંજ નહિ પણ તેઓ તેની લારે લાગ્યા છે એ વાત પણ તેના ધ્યાન બહાર તો નજ હતી.

મંગીઓ પટેલ હાથમાં માળા લઇ એક ચિત્તે પ્રભુ સ્મરણમાં લીન થઇ ગયો હતો.

"હે મારા વ્હાલા! જે આ પૈસો મેં સાફ દાનતથી અને મારી હકની કમાઇથી મેળવ્યો હોય, અને મેં જો સ્વપ્ને પણ અસત્યનો ઉચ્ચાર ન કર્યો હોય તો હે દીન દયાળ! હે નોધારા આધાર! મને અને મારાં બચ્ચાંઓને આ પિશાચોના પંજામાંથી બચાવી લેજે. વળી હું સહીસલામત લૂણી પહોંચું તો તેજ વખતે મારી મિલ્કતનો ચોથો ભાગ તારે નામે ધર્માદામાં ખરચીશ એવી મારી ખરી યકીનથી પ્રતિજ્ઞા છે અને તે પૂર્ણ કરવી તારા હાથમાં છે."

આ પ્રમાણે ગદ્ગદ્ કંઠે મંગીઓ પટેલ પ્રભુના દરબારમાં પોતાની પ્રાર્થના પહોંચાડી રહ્યો છે. તેની આંખમાં આંસુ છે. હૃદય રડે છે અને ઇશ્વર આરાધનામાં તલ્લીન બની ગયો છે. નથી તેને આગળ યા પાછળનું કશું ભાન એને નથી તેને પોતાની દોલત લૂટવાનો કશો ભય પોતાના આત્માનો તાર પ્રભુ સાથે જોડી મંગીઓ પટેલ પત્થર વટ ગાડાપર બેઠેલો છે અને ગાડાં તો ધડેડાટ કરતાં ચાલ્યાં જાય છે.

આમ કરતાં લૂણીની લગોલગ આવી પહોંચ્યા અને મીયાણાઓએ વિચાર્યું કે હાથમાં આવેલો આવો માલદાર શિકાર છટકી જાય તો ગજબ થાય!

લુણીથી જરા આગળ એક છેલો આવે છે હાલ તે લગભગ સપાટ છે પણ તે અરસામાં તેની ઊંચીઊંચી ભેખડો અને આસંપાસનું ઉજ્જડ વાતાવરણ તેના દેખાવમાં ભયાનકતા રેડી રહ્યું હતું અને ચોર લુટારૂઓની અનિષ્ટ મુરાદો બર લાવવાનું તે એક સુંદર સ્થાન મનાતું હતું.

મીયાણાંઓએ હવે એ છેલ્લાપર પોતાનું છેલ્લું નિશાન તાકયું અને મંગીઆ પટેલના ગાડાંથી આગળ નીકળી જઇ છેલ્લાને સામે કિનારે ગાડાંઓનો રસ્તો રોકી ઉભા.

ગાડાં છેલ્લામાં ઉતર્યાં અને મીયાણાઓએ 'ખબરદારનો પડકાર કરીને દોટ મૂકી. આગલા ગાડાવાળાને ગાડું અટકાવવા તેમના વડાએ હુકમ કર્યો. ગાડાવાળાએ મંગીઆ પટેલને રાડ દીધી તેવીજ બીજા મીયાણાએ તેના મસ્તક પર કાનની બુટ સમી કડીયાળી ઝીંકી દીધી ગાડાવાળો બેશુધ્ધ થઇ પડી ગયો. ગાડાની આખી હેડ અટકી ગઇ ગાડાવાળા ધ્રુજવા લાગ્યા.

મંગીઓ પટેલ તો પ્રભુ ભજનના તાનમાં ગુલતાન હતો.

"કો વાણીયા ! ઉતરેં તો ક ન? ન કાં કાકી મીઆંન મિજા નિકરઇ ત સિસી પટતેં વિંઞી પોંધી" (કેમ વાણીયા ઉતરે છે કે નહિ? નહિ તો કાકી મ્યાનમાંથી નીકળી તો માંથું જમીન પર જઇ પડશે) એક મીયાણાએ મંગીઆ પટેલને ગાડા પરથી ઉતરી જવા જહાંગીર હુકમ ફરમાવ્યો.

"ઘણા ડીં મિલ્કત સાંચવેજી ચિંધા રખે, હાણેં અજ છુટી પોંને." (ઘણા દિવસ મિલ્કત સાચવવાની ચિંતા રાખી હવે આજ છુટી પડીશ) બીજા મીયાણાએ ટાપસી પૂરી.

મંગીઆ પટેલના દિલમાં કોઇ જુદીજ દુનિયા હતી. મીયાણાઓની ગગન ગજાવતી ત્રાડો તેનું અંતર પટ વીંધી શકે તેમ ન હતું.

"નિંધરમેં અંયેં ક મલાખ તો ડિસેં?" (ઊંઘ કરે છે કે જમને જુએ છે?) આમ કહી ત્રીજા એક મીયાણાએ મંગીઆ પટેલનો હાથ પકડી ઘણુ ધણાવવા માંડયો.

મંગીઆ પટેલની દ્રષ્ટિ નિદ્રા તૂટી તેની ભાવભીની આંખો મીયાણાઓની ઝેરીલી આંખો જોડે એકમેક થઇ. પરંતુ કોણ જાણે આ એકાએક શું થયું ? આટલો વખત ઘોર જંગલમાં મેઘ મંડળ જેવી ગર્જના એ ગરજતા આ મહાજોધ મીયાણાઓની આંખોની રોશની એકદમ અલોપ થઇ ગઇ તેઓ ફાંફા મારવા લાગ્યા. અને લાકડી ઉપાડે ત્યાં બંદુક સરી જાય અને બંદુક સરખી કરે તો પોતે પડી જાય એવી દયાજનક સ્થિતિમાં આવી પડયા.

મંગીઆ પટેલની આંતરડીનો અવાજ પ્રભુના દરબારમાં પહોંચી ગયો હતો. બહાદુર મીયાણાઓ અંધ બન્યા હતા.

મંગીઆ પટેલને એમની દયા આવી એકેકનો હાથ પકડી ગાડાપર બેસાડયા અને ગાડાંની હેડ ફરી ચાલવા લાગી.

લુંણી આવી પહોંચતાંજ અંધ મીયાણાઓની આંખો પણ ખુલી ગઇ તેઓ મંગીઆ પટેલને પગે પડયા. પોતાની ભૂલની માફી માગી.

મંગીઆ પટેલે તે દિવસથી ફરી એ ધંધો ન કરવાના તેમની પાસે સોગન લેવડાવ્યા અને દરેકને પહેરામણી અને એક સારી રકમ આપી વિદાય કર્યા.

મંગીઆ પટેલે માનેલી માનતા મુજબ લૂણીના અગ્નિ ખુણે મંગીઆસર નામે બાર માસ પાણી ચાલે એવું એક વિશાળ તળાવ બંધાવ્યું તથા બીજી પણ કેટલીક તળાવડીઓ અને નવાણો બંધાવેલાં છે. તે અદ્યપિ લૂણીના સીમમાં મોજુદ છે.

કહે છે કે મંગીઓ પટેલે લૂણીમાં આવ્યા બાદ ત્યાંની વસ્તી વધતી ચાલી. મંગીઆ પટેલની ચૌદમી પેઢીના વંશજો હાલ પણ એની કીર્તિ કથા કહેવામાં ગૌરવ માને છે.

——(૦)——

# ચારણની વાણી.


ગડમાં એક સમે આસારીયોજી નામે દરબાર થઇ ગયા તેમના દરબારમાં એક ચારણ આવતો હતો, એ ચારણની સ્રી અત્યંત સ્વરૂપવાન હોવાથી એનો પ્રેમ પ્રાપ્ત કરવાની આસારીયાજીની ઇચ્છા થઇ અને તેમણે કંઇક યુક્તિ પ્રયુકિતઓ લડાવીને પોતાની આ અધમ ઇચ્છા પાર પાડી.

આસારીયાજી અને ચારણ પત્નિનો આમ છોડો લાગી ગયો અને જ્યારે જ્યારે તેમને લાગ ફાવતો ત્યારે તેઓ મળવાનું ચૂકતાં નહિ.

ચારણને પણ ગામમાંથી આ વાતની ઉડતી અફવા કાને આવી પરંતુ આસારીયાજી જેવો દરબાર આટલી હદ સુધી ક્ષુદ્રતા બતાવે એ વાત તેને તદ્દન અસંભવિત જણાઇ.

થોડા દિવસ પછી ચારણને કંઇક વજનદાર બાતમી મળવાથી તે શંકાશીલ થયો અને સત્ય શોધવાને તેણે એક યુકિત રચી. એક દિવસ સવારમાં બે દિવસના કામ પ્રસંગે પરગામ જવાનું બહાનું બતાવી ઘેર રોટલા ઘડાવીને દરબારની રજા લઇ ચાલી નીકળ્યો.

ચારણને બહારગામ ગએલો ધારી આ સુવર્ણ તકનો લાભ ન જવા દેવો એમ જાણી રાતે સોપો પડી ગયા પછી આસારીયાજી ચારણ મંદિરમાં દાખલ થઇ ગયા.

ચારણને તો ગામમાં ઉડી રહેલી ભયંકર અફવાનું ખાસ પારખું જોવું હતું એટલે તે બે ચાર ગાઉ ચાલી પાછો વળ્યો અને રાત્રિ પડવાની વાટ જોતો ગામ બહાર સંતાઇને બેસી રહ્યા.

રાત્રી પડી અને મધરાતને સુમારે તે પોતાના ઘર તરફ ચાલતો થયો. ઘેર આવીને બારણાંની સાંકળ ખડખડાવી.

ચારણ ઘેર આવવનો આજ સંભવ નહોતાં "બારણે કોણ છે?" એમ તેની સ્ત્રીએ અવાજ કર્યો.

"એ તો હું ઝટ ઉઘાડ" ચારણે અવાજ આપ્યો.

ચારણનો અવાજ સાંભળી બંને જણાંના બારે ભુડી ગયા અને એક ગામ ધણી આ અદના ચારણથી થર થરવા લાગ્યો. હવે શું, કરવું તે વિશે ચારણ પત્નિને પૂછતાં તેણે ઘરમાં પડેલી ધાનની કોઠી તરફ આંગળી ચીંધી અને આસારીયાજી છાનામાના કોઠીમાં બેસી ગયા.

અંદર ચાલી રહેલાં ગભરાટ, ધડમથલ અને વ્યાકુળતા ચારણના સમજવામાં આવી ગયાં હતાં જરાવાર થતાં તેણે ફરી સાંકળ પછાડી.

પાપનો પ્રકાશ સુરજના પ્રકાશ જેટલોજ શકિતશાળી છે એમ કહીએ તો ચાલે. કારણ કે જેટલો સૂર્યનો પ્રકાશ છુપો રહી શકે તેટલોજ પાપનો પ્રકાશ પણ છુપી શકે. કોઇનાં પાપ કદી છાનાં રહ્યાં સાંભળ્યાં છે?

આ કામી યુગલનું પાપ પણ આજ પ્રકાશી ઊઠયું.

બ્હાવરી બનેલી ચારણીયાણીએ કમાડ ઊઘાડયાં અને ચારણ અંદર આવ્યો.

"કેમ, તમે તો બહાર ગામ ગયા હતા ને?" ચારણીયાણીએ શરીરમાં છૂટેલી ધ્રૂજારી દાબતાં શાન્તિના ડોળથી સવાલ કર્યો

"ગયો તો હતો, પણ શુકન સારા ન થયા તે વળી આવ્યો" ચારણે વ્યંગમાં જવાબ દીધો.

"શુકનને તમે એટલા બધા કેદી માનો છો?"

"આટલા દિવસ તો ન હોતો માનતો પણ હમણાં માનતો થયો છું એતો ઠીક પણ આ કોઠી કેમ ધ્રૂજે છે.

"કોઠી ધ્રૂજવાનું નામ સાંભળી ચારણીયાણી તો ભીંત જેવી ભીંત બની ગઇ અને ચારણ ઉઠીને કોઠી પાસે ગયો તો ઠાકોર કોઠીમાં નીચું ઘાલી બેઠેલા જણાયા.

ચારણ ગુસ્સાથી લાલચોળ થઇ ગયો પરંતુ ખીંટીએ લટકેલી તલ્વારનો ઉપયોગ કરવા કરતાં મ્હોંમાં લટકેલી તલ્વારનો ઉપયોગ કરવાનું તેને ઉચિત જણાતાં બોલ્યો.

"તું બીજાનું બીજ, ને ઇ પણ અહલ નહિ
અણ વુઠાની વીજ, તો પર પડે આસારીયા"

તું એ શુદ્ધ લોહીનો રજપૂત ન હોવો એઇએ અને એ પણ અસલ ચારણીયાણી તો નહીજ. હે આસારીઆ! તારાપર તો પ્રભુ છેને વિણ વરસ્યાની વીજળી પડે.

તે રાતે તો આસારીયોજી જેમ તેમ ઘેર પહોંચી ગયા અને ચારણના આ શબ્દો તરફ કંઈ લક્ષ દીધું નહિ પરંતુ ગરીબની કળકળતી આંતરડીનો અવાજ કદી નિષ્ફળ ગયો છે કે આનો જાય?

બીજે દિવસ થયો ચૈત્ર વૈશાખના દિવસ ચાલતા હતા છતાં સવારથી આકાશ કાળું ભમ્મર જણાવા લાગ્યું વાદળાના ગોટેગોટ આકાશમાં ઉડવા લાગ્યા અને ગર્જનાના ઘનઘોર ગડગડાટને વળોકે ચડતી વીજળી જાણે હમણાજ વિશ્વને વીટી લેશે એવો ભાસ થવા લાગ્યો.

જેમ જેમ દિવસ ચઢતો ગયો તેમ તેમ તોફાનનુ જોર વધતું ગયું અને પ્રલય કાળના કાળા ફિરસ્તાની તલ્વારો જેવી વીજળી આકાશમાં રમી રહી આભના ઉદર ચીરતી એ નજીક નજીક આવવા લાગી

આસારીયાજીના અંતરમાં આ તોફાની વાતાવરણ વિષે કશો વિચાર નથી ચારણના શબ્દો તો તેજ વખતે તેના મનમાંથી ઉડી ગયા હતા.

એમણે ઘરમાંથી પગ બહાર મેલ્યો અને તેજ વખતે ગગનમાંથી નિરંકુશ નાગણી જેવી વીજળીએ આસારીયાજીનું શરીર એકજ ક્ષણમાં ભસ્મ કીધું.

ચારણની વાણી અક્ષરે અક્ષર ફળી*

* "આ કથા ખેડોઇના ભીમાણી વશમાં બનેલી હોવાનું પણ કહેવાય છે. અને આસારીયા ઠકકર પર વીજળી ન પડતાં તરતમાં અન્ય રીતે મૃત્યુ થએલું પણ સંભળાય છે"



# વારૂ ચારણનું વાચાળપણું

(૧)




ચ્છ દેશની રાજધાની ભુજ નગરના ભવ્ય રાજ મહાલયમાં ઓખાનો રાણો તેજોજી અને ભુજ દરબાર ચોપાટની બાજીમાં ગુલતાન હતા રમત રસાકસી ભરેલી હતી અને તેજાજીની બાજી કંઈક વધુ જોરમાં હતી એટલામાં માંડવી તાલુકાના કાંઠડા ગામનો વારૂ ચારણ પણ ત્યાં આવી ચડ્યો અને મહારાઓશ્રીને નમન કરી રમત જોવા લાગ્યો.

ચારણોને છંછેડવાની રજપૂતોને ખાસ ટેવ હોય છે. કંઈને કંઈ વિચિત્ર સવાલો પૂછી ચારણોની સળવળતી જીહ્વાને તેઓ સતેજ કરે છે અને ચારણ કંઈ વધારે પડતું બોલી જાય તો પણ તેઓ દરગુજર કરે છે.

તેજોજી બહુ સ્વરૂપવાન હતા તેમણે વિનોદની ખાતર પાસે બેઠેલા ચારણજીને કહ્યું.

"બારોટજી એક વાત પુછુ?"

"સાત પૂછો ને બાપા! એક શા માટે?"

"સાંભળો હું અને તમારા રાવ શ્રી બંન્નેમાં વધારે રૂપાળો કોણ ?"

"રાણાજી! હમણાં સ્વરૂપની પરીક્ષા વિના શું અટક્યું છે?"

"ના! એમ નહિ થાય એકવાર તમારે મારા સવાલનો જવાબ આપવોજ પડશે."

"આપની રમત ચલાવોને બાપુ!"

"એ રમત પછી એકવાર મારા સવાલનો ઉત્તર આપો."

"એ વાત હમણા જવા દો."

"એમ તો નહિજ બને!"

તેજાજીનો આગ્રહ જોઇ વારૂ બારોટે વિચાર્યું કે હવે આનો જવાબ આપવા વિના ચાલે તેમ નથી પણ આવા વિલક્ષણ પ્રશ્નનો ઉત્તર શી રીતે અપવો એના વિચારમાં ચારણ જરા મુઝાયો રાઓ-શ્રીજી સમક્ષ તેજાજીને વધુ સ્વરૂપવાંન જણાવવા એ પણ ઠીક નહિ.

ચારણ આમ વિચારે છે એટલામાં તેના મગજમાં તરતજ કચ્છી પવન ભરાયો. અને નીડરતા પૂર્વક વારૂ બારોટ બોલી ઉઠયો.

તેં જા તું ત્રિયા ન યેં, નિત ન વેલી નાર
ન પોઢાડે પલંગ તેં, ભુજ ધણી ભૂપાર,

ચારણના આવા અવિવેકી ઉતરથી તેજાજી એકદમ ગુસ્સામાં આવી ગયા અને તેમણે પોતાની ચક ચકતી તલવાર બ્હાર ખેંચી લીધી

રાઓશ્રી જે આટલો વખત આ બધો ખેલ શાન્તિથી જોઇ રહ્યા હતા તેમણે બાજી વિફરેલી જાણીને તેજાજીનો હાથ પકડતાં કહ્યું "હં! હં! દેવી પુત્ર છે!

રાઓશ્રીના અવાજથી તેજોજી કંઇક શાન્ત થયા પણ તે દિવસેથી કોઇ પણ વખત જીવવાની જરૂર હોયતો મોઢું ન બતાવવા ચારણને તાકીદ આપી.

રાઓશ્રીની ઇસારતથી ચારણ તરતજ નમન કરી ત્યાંથી ચાલતો થયો અને વાત પણ શાન્ત પડી ગઇ.

*     *     *     *

એજ વારૂ ચારણ એક વખત દ્વારકાંનાથની યાત્રાએ ગયો હતો અને ત્યાથી પાછા ફરતાં રાણા તેજાજી પાસે ઓખે જવાની તેના ઇચ્છા થવાથી તે ઓખા શહેરમાં દાખલ થયો.

જે વસ્તુ કે માણસની આપણને ખાસ ધારતી હોય તે પ્રત્યક્ષ આપણી સમક્ષ આવી ઉભે છે અને એવું ઘણીવાર બને છે.

વારૂ ચારણ પણ ઓખામાં દાખલ થયો કે તરત તેણે તેજાજીને પોતાના ઘોડાપર સ્વાર થઇ હાથમાં ભાલો લઇ સિકારે જવા માટે સામે આવતા દીઠા.

રાણો તેજોજી નજીક આવતાંજ તેમણે ચારણને દીઠો રાણાનો શમી ગએલો ગુસ્સો પાછો ઉભરાઇ આવ્યો અને લાલચોળ આંખ કરી તેમણે ભાલો તૈયાર કર્યો.

ચારણે વિચાર્યું કે આજ શિકારને બદલે આપણોજ શિકાર થઇ જાય તેમ છે, તેથી આમ અચાનક આવી પડેલી આફ્ટમાંથી છૂટવા તે વિચાર કરવા લાગ્યો—મુંઝાવા લાગ્યો ત્યાં તો તરત શારદા દેવી તેની વ્હારે ધાઇ. અને બારોટ પોકારી ઉઠયો.

વારૂજા વિનાણુ, કુર ઉરંભે કુછ્યા
રોજ તેજલ રાણુ, ઇની પગેં ઓખે ધણી.

(અર્થાત વારૂ બારોટનાં કડવાં વચન તારા અંતરમાં ખટકે છે પણ હે ઓખાના ધણી તું એજ પગે ઉભો રહેજે કારણુ કે હું તો ચારણુ છું.)

બારોટની હિંમત અને ચતુરાઇ જોઇ તેજોજીનો ગુસ્સો કંઇક નરમ પડી ગયો પણ પોતાનો બોલ પાળવા જે ભાલો ચારણુ માટે તૈયાર કર્યો હતો તેનાપર પોતાનું રેશમી શેલુ વીટાળીને બારોટ તરફ ફેંકયો અને તેમ કરી બોલેલા બોલનો અમલ કરી વારૂ બારોટને રાજ્યનો મ્હેમાન બનાવ્યો.

એક દિવસ રાણા તેજાજીએ વારૂ બારોટને પૂછ્યું.

"વારૂ બારોટ ! તમારો કચ્છ મુલક સારો કે અમારો ઓખો?" ચારણુ કહે રાણાજી વળી આપે તો એવોજ સવાલ કર્યો. સાંભળો.

અક અગીઠો ને આમરી, ઓખે જોવો એ
અસી' અચોંતા નાથ*લા, નકાં ડાંઠે† જેડો ડે

ચારણુના ઉત્તરથી રાણોજી ઉલટા પ્રસન્ન થયા અને સારૂં ઇનામ આપી તેને વિદાય કર્યો.

---

* દ્વારિકાંનાથ † સૂકેલો.



# વારૂ ચારણનું વાચાળપણું

(૨)



ંડળ પતિ કુંભાજીરાજની આંખમાંથી ચારણ પુત્રનું નામ માત્ર સાંભળતાં પણ આગ વરસે છે. ગોંડળની હદમાં દાખલ થનાર કોઈપણ ચારણને ત્યાંથીજ ધક્કા મારી કાઢવાનો કુંભાજી નરેશનો જહાંગીર હુકમ છુટી ગયો છે. ચારણો પ્રત્યે કુંભાજીના હૃદયમાં આવી વસેલો અનહદ તિરસ્કાર દૂર કરવા તેમણે અનેક પ્રયત્નો અને યુક્તિ પ્રયુક્તિઓ કર્યાં છતાં કુંભાજીનો અડગ નિશ્ચય જેવોને તેવોજ કાયમ રહ્યો હતો.

હકીકત એમ હતી કે ગોંડળ પતિ કુંભાજી મહાન પરાક્રમી અને બુદ્ધિશાળી હતા તેમણે પોતાના બાહુબળથી પોતાના રાજ્ય પ્રદેશનો વિસ્તાર ખૂબ વધારેલો હતો. જેવા તેઓ પરાક્રમી હતા તેવાજ સાહિત્યના શોખવાળા અને કાવ્યકળાની કદર કરનારા હતા. તેમણે કોઇ બે વિદ્વાન ચારણ ભાઇઓની કાવ્ય કુશળતાથી પ્રસન્ન થઇ તેમને સુવર્ણના બે કડાં ઇનામમાં આપેલ હતાં. રાત્રે સૂતા તે બે ભાઇમાંથી એકની દાનત બગડી અને તેણે બેમાંથી એક કડું ચોરી લીધું.

સવાર પડતાંજ તેઓ બન્ને કુંભાજી પાસે ગયા અને ચોરને શોધી આપવા આગ્રહ પૂર્વક અરજ કરવા લાગ્યા. કુંભાજીએ ઘણી તપાસ કરી છતાં જ્યાં ધણી પોતેજ ચોર હોય ત્યાં ચોરનો પતો શી રીતે ગળવાનો હતો? આખરે કુંભાજીએ તેમને ત્રીજું કડું તૈયાર કરાવી આપતાં તે લઈ તેઓ વિદાય થયા.

આ વાતના રહસ્યથી જ્યારે કુંભાજી વાકેફ થયા ત્યારે ચારણ માત્ર પ્રત્યે તેમને તિરસ્કાર વ્યાપી ગયો અને કોઇપણ ચારણને ગોંડળની હદમાં દાખલ થવા દેવાનો તેમણે પ્રતિબંધ કર્યો. કુંભાજી રાજના ગુસ્સાની આગમાં આ રીતે સૂકાં સાથે લીલાં પણ સળગવા લાગ્યાં એટલુંજ નહિ પણ ચારણ જાતિ સમસ્તનું આ એક મહાન અપમાન ગણાય એમ જાણી અનેક વિદ્વાન ચારણોએ એ પ્રતિબંધ દૂર કરાવવા વિધવિધ ઇલાજો અજમાવ્યા હતા છતાં તેમના નસીબે નિષ્ફળતા સિવાય કશુંજ ન હતું. કુંભાજીની વક્રદષ્ટિ ચારણ જનતા માટે અસહ્ય અને દુખઃદાયક હતી.

વારૂ બારોટ એક સાહાસિક અને સમર્થ કવિ હોવાથી અન્ય ચારણો તેને અવાર નવાર આ પ્રતિબંધ દૂર કરાવવા વીનવતા હતા એટલામાં ઓખાના રાણાએ વારૂ બારોટની વિશેષ કસોટી કરવા તેને પડકાર કર્યો કે "બારોટ! તમે ખરા ચારણ હો તો તમારા અન્ય ભાઇઓને એકવાર ગોંડળના ધક્કામાંથી છોડાવી આવો".

આ સાંભળી વારૂ બારોટ તેજ વખતે ગોંડળ તરફ ચાલ્યો જાણતો હતો કે ચારણને વેશે તો તેને દૂરથીજ વધાવી લેવામાં આવશે અને બીજાઓ માફક પોતાને પણ વીલે મ્હોંએ પાછા

ફરવું પડશે તેથી તેણે બ્રાહ્મણનો વેશ લીધો અને બ્રાહ્મણના વેશે ગોંડળના દરવાજામાં દાખલ થઇ કુંભાજીના દરબારમાં પણ પહોંચી ગયો. દેવી સરસ્વતિ એની જીવ્હા પર સદા બિરાજમાન હોવાથી તેના મુખમાંથી એક પછી એક દુહાઓ બહાર આવવા લાગ્યા.

વડા બિરદ વીર, જાડા તું ન જલીએં
કારીં ધેરો ખીર, કીં કુભંધા કુંભડા.

(**અર્થાત**-હે કુંભા તારા જેવા બળવાન નરેશ જ્યારે પોતાના બિરદ મેલી દેશે ત્યારે એ ગોંડલ પતિ કાળી ભેંસોમાંથી ઉજળાં દૂધ કેમ દોહી શકાશે?)

સુજસ સંધા સાજ, પેરે તું ન પોરસેં
ત જર મથે જહાજ, કીં તરંધા કુંભડા.

(અર્થાત સુજશના સુંદર વાઘા પહેરીને જો તું પ્રફુલ્લિત નહિ બને તો હે કુંભાજીરાજ ! સમુદ્રના જળમાં વહાણો પણ કેમ તરી શકશે?)

વડી પનોતી વસમો રા, રવી પણ નાંય તિન રાસ
કુંભે જિનીં તે કોપ્યો, તેંજા નોંએ ગરો નિરાસ.

(અર્થાત પનોતી મોટી કહેવાય પણ રા'તો તેથી પણ વસમો. ખુદ રવિદેવ પણ તેની તોલે ન આવે અને જેનાપર કુંભોજી કોપ્યો તેના તો નવેગ્રહ નિરાશ થઇ ગયેલા સમજવા.)

નેજા નબાબજા, ધસી ગિડા તેં ધીંગ
તો સામી તિરસીંગ, કર બધંધો કુંભડા.

(**અર્થાત**-નવાબના નેજા પણ હે ધીંગા તેં ઝુંટવી લીધા તો હે તિરસીંગ કુંભાજી? તારી સામે પણ કોણ ઉભો રહી શકે?)

દુહાઓ સાંભળી કુંભોજી જાણી ગયા હતા કે આ દુહાઓ બ્રહ્મના વાણી નથી પણ ચારણની વાણીજ છે. ચારણની કાવ્યકળા માટે તેમની પ્રસન્નતાનો પાર ન રહ્યો. પરંતુ દરેક દુહામાં જે ગર્ભિત માગણી રહેલી હતી તે કબુલ કરવા હજી કુંભોજી તૈયાર ન હતા. ચારણો પરનો તેમનો ગુસ્સો હજુ જરાપણ શમ્યો નહતો છતાં વારૂની જુસ્સાદાર વાણીએ કુંભાજીના અંતરમાં કંઇક નવિન લાગણીઓ જન્માવી હતી.

"દેવી પુત્ર! ચારણ વેશ તજી બ્રાહ્મણ વેશનો આશરો લીધો કે? કુંભાજીએ વારૂ બારોટને પ્રશ્ન કર્યો.

"ખુદાવંદ! દેવી પુત્રો જ્યાં દૂરથીજ ધકેલાતા હોય ત્યાં બીજો કયો ઉપાય કામ લાગે? આપના રામરાજ્યમાંથી જ્યારે ચારણોનો બહિષ્કાર થાય તો દુનિયાનો કયો ખૂણો તેમને સંઘરી શકે તેમ છે?"

"પણ ચારણોમાં કળિયુગ કેવો આરપાર પેસી ગયો છે તે જાણો છો ગઢવી?"

"જાણું તો બધુંય છું બાપ! પણ આ તો થાય છે એમ કે સુકાંની સંગે લીલાં પણ સળગી જાય છે.

"છો સળગે! ત્યારેજ એમની આંખ ઉઘડશે અને જોઇ શકશે કે અપ્રમાણિકતા એટલે શું?"

"એમ ન બને નામદાર! સરોવરને આરેથી ગાયો તરસી જાય એવું કદી સંભળ્યું છે."

"ગઢવી હવે બીજી વાતો પડતી મૂકો અને તમને જે જોઇએ તે માગી લો." કુંભાજીએ વાતને ટુંકી કરવાના ઇરાદાથી કહ્યું.

"મેં તો વહેલુંજ માગી લીધું છે અન્નદાતા! ફરી ફરીને માગવાં હોય? અને એ માગણી મંજુર થયા વગર જવાની વારૂ બારોટની પ્રતિજ્ઞા છે."

કુંભાજીએ જ્યારે જોયું કે આ ચારણ કોઇ પણ પ્રકારે માને તેમ નથી ત્યારે તેણે ટાઢે પાણીએ ખસ કહાડવા વિચાર કર્યો

"વારૂ બારોટ! પણ એમાં એક સરત છે."

"કેવી સરત છે ખુદાવંદ?"

"સરત એટલીજ કે જો તમો જામનગરવાળા મેરૂ ખવાસને તેના મોઢા પર ખવાસ કહી આવો તોજ ચારણોને ફરી એક વાર તક આપી શકાય તેમ છે."

"બસ એટલુંજ? એ તો અમારૂં કામ છે મહારાજ! સાચે સાચું કહી દેવામાં ચારણો કદી પણ કોઇથી ડર્યાં નથી અને ડરવાના પણ નથી."

આમ કહેતાંજ વારૂ બારોટ કચેરી છોડી ગયો અને જામનગરને પંથે પડયો.

વારૂ બારોટના જવા પછી કુંભાજીને વિચાર થયો કે આ તો ખોટું થયું. હઠાગ્રહી વારૂ મેરૂને ખવાસ કહ્યા વિના નહિ રહે અને એમ થતાં મેરૂ તેનું ખૂન કર્યા વિના નહિ રહે. ચારણ હત્યાના પાતકનો ભૂત કુંભાજીના મસ્તકમાં ભમવા લાગ્યો–તેને ડરાવવા લાગ્યો.

કદાચ આવો પ્રસંગ ઉપસ્થિત થવા પામે તો વારૂને તેમાંથી ઉગારી લેવા કુંભાજીએ નિશ્ચય કર્યો તે પોતાના અન્ય રજપૂત સરદારો સહિત જામનગર જઇ વારૂ બારોટથી પહેલાં દરબારમાં દાખલ થઈ ગયો.

વારૂ બારોટ પણ આવી પહોંચ્યો. મેરૂને જોતાંજ તે પોકારી ઉઠયો.

ગોલા ! ગોલા ! ગોલા ! ગોટણુ હેઠ, કૈક નર નમાવીયા
ભૂપત છોડે ભેઠ, મોઢા આગળ મેરૂઆ.

આખી કચેરી આ સાંભળી ચમકી ગઇ અને આ અવળી ખોપરીવાળા ચારણની મોતની ઘડીઓ ગણવા લાગી.

મેરૂની મુખમુદ્રા પણ શાન્ત ગંભીર બની ગઇ તે કંઇ બોલવા જાય ત્યાં તો ફરી વારૂ એ અવાજ કર્યો.

ધન માતા ને ધન પિતા, ધન જનમ દીન રાત
ખંઢ * ખંઢ જાત ખવાસ, મલાઇ † તે મેરૂઆ.

વારૂની બહાદુરી જોઇ મેરૂ ગુસ્સે થવાને બદલે ઉલટો ખુશી થયો ને ચારણ સિરપાવ આપી વિદાય કર્યો.

આ પ્રમાણે વારૂ બારોટે પોતાની અતૂલ ચાલાકીથી ગોંડલ દરબારના અંતરમાં ચારણો પ્રત્યે પ્રવર્તી રહેલો તિરસ્કાર દૂર કરાવ્યો. ગોંડલના દરવાજા ચારણો માટે સદાને માટે ખુલી ગયા.

વારૂ બારોટનાં આવાં અનેક અદ્દભુત કાર્યો અક્ષર બદ્ધ ઇતિહાસના અંતરપટ પર અંકિત થવા હજુ બાકી છે.

---

* ખંડ ખંડ † દીપાવી.



# ચારણુ અને હાલોજી.

રાઓશ્રી રાયધણજી પહેલાને અગિયાર કુંવરો હતા તેમાંના સૌથી મોટા નોંધણજી રાઓશ્રીની હયાતીમાંજ દેવ થયા હતા અને તેમનાથી નાના રવોજી પણ થળના સોઢા ભોજરાજજીના હાથે કામ આવ્યા હતા. બાકીના કુંવરોમાં સૌથી મોટા પ્રાગમલજી હતા.

નોંધણજીના કુંવર હાલાજીને મુંદ્રા તાલુકો માંડી તથા કોઠારો આપવામાં આવેલ હતા અને એમ દરેકની વહેંચણી નક્કી કરી દીધેલ હતી.

રાઓશ્રી રાયધણજી દેવ થતાં બધા કુંવરો છતરડીએ ગયા પણ મોટા પ્રાગમલજી આંખો દુખવાના બ્હાનાથી બેસી રહ્યા અને રાજ્યાભિષેકના વાજીંત્રો વગાડી દીધાં તે સાંભળી ગોડજી શ્મશાનમાંથી પિતાને સમજાવવાને બહાને શહેરમાં આવ્યા અને અધુરામાં પુરૂં બારે નાકાં બંધ કરી દીધાં એ વાત આપણે સહુ જાણીએ છીએ.

આંવી સ્થિતિ થતાં બાકીના સઘળાએ પોતપોતાને હસ્તેનાં થાંણાં દબાવ્યાં અને નોંધણજીના કુંવર હાલોજી મુંદરામાં આવી રહ્યા.

મુંદ્રા જેવો લીલો તાલુકો અને કાંઠી હાલાજી પાસે જતાં તે કુમાર ગોડજીના હૃદયમાં ખુંચ્યું અને તેઓ મોટી ફોજ સાથે ચડી ગયા.

ગોડજીના લશ્કરને ચડી આવેલું જોઇ હાલોજી મુંદરા મૂકીને કોઠારે જઇ રહ્યા.

* * * *

રાઓશ્રી પ્રાગમલજી દેવ થયા પછી ગોડજી ગાદીએ આવ્યા તે વખતે હાલોજી ભુજ ગયા હતા. તેમની અરજથી એમનો હક જાણીને રાઓશ્રી ગોડજીએ એમને જખૌબંદર આપવાનું નકકી કર્યું, દસ્તાવેજ પણ લખાઇ ગયો માત્ર સહી સિક્કા ને મહોરની વાર હતી.

હાલાજીને જખૌબંદર મળ્યું સાંભળી એક ચારણ એમની પાસે આવ્યો અને ઇનામની માંગણી કરવા લાગ્યો.

"રજપૂતોની ઉદારતાનો ચારણો ગેર ઉપયોગજ શીખ્યા છે." હાલાજીએ ચારણો તરફ પોતાની ધૃણા બતાવતાં કહ્યું.

આ બોલ ચારણથી ન સહેવાયો, હાલાજીની ઉદારતાનું વર્ણન કરવા તેની જીભમાં સળવળાટ થયો, તે બોલી ઉઠયો.

હાલા નોંઘણ શીંયરા, તોરી મોજ તડાક
એક સપાટે આલીયા, બાવન ગામ બડાક.

હે નોંઘણજીના કુમાર હાલાજી ! ખરેખર તમારી ઉદારતા તો કંઈ અજબ છે તમે તો એકજ સપાટે કુમાર ગોડજીને પણ મુંદરા તાલુકાનાં બાવન ગામ આપી દીધાં હતાંને ?

આ સાંભળી હાલોજી ક્રોધાયમાન થઇ ગયા તેમની આંખો લાલચોળ થઇ ગઇ.

"ચાયણે મેં અક્કલ વેં ત ભુખ કુલા મરેં ?" (ચારણોમાં અક્કલ હોય તો કાં ભૂખે મરે ?) હાલાજીએ તિરસ્કારપૂર્વક જણાવ્યું. ચારણ તરતજ બોલ્યો.

મુનરે માડ ન જલે, અધડે પણ કે ઇ
વેરે સઉં ભગો વિને, પોય ચાયણ કરે કીં ?

(અર્થાત મુંદરામાં કાંઇ જોર ચાલ્યું નહિ અને અઇડે પણ એમજ કર્યુ તમે ભાગતાજ ગયા; પછી ચારણ શું કરે ?)

આમ કહી તેજ સમયે ચારણ ત્યાંથી ચાલતો થયો. રાઓશ્રી ગોડજી જ્યાં કચેરીમાં બેઠા હતા ત્યાં તે આવ્યો. અને કહેવા લાગ્યો કે.

ગોડ નડીજે ગોઢ, તડ બંધર ડીલે ધણી
ખ્યા ડીજે નવનંધ, પણ કંકણ નડીજે કાછે ધણી.

(અર્થાત–હે ગોડજી જખૌ જેવું દરીયાકાંઠાનું બંદર હાલાજીને આપો છો તે ઠીક નથી. બીજાં ભલે નવનંદ આપો પણ આ તો કંકણ છે. હે કચ્છના ધણી કંકણ આપવું ઉચિત્ત નથી.)

ચારણે પોતાની બધી શકિત કંકણ શબ્દપર વાપરી જણાય છે. આમ કરીને તેણે આડકતરી રીતે જણાવ્યું કે જેવી રીતે ભસ્માસુરને કંકણ આપીને શંકર ભગવાન પસ્તાયા હતા તેમ હાલાજી જેવા વીર (?) ને કચ્છના કિનારાનું શહેર આપી તમારે પસ્તાવું ન પડે તેનો ખ્યાલ કરજો.

ચારણની વાત ગોડજીના હૃદયમાં ઊંડી ઉતરી ગઇ, તેમનો વિચાર પલટી ગયો, દસ્તાવેજમાં જખૌને બદલે જખણીઆ લખાઇ ગયું તે આજ પણ તેમના વંશજો ખાય છે. ચારણની શકિત તે આનું નામ.

# શીલનું પરિપાલન.



તાડીયાના જાગીરદાર મ્હેરામણજી ખળાં ભરાવાનો વખત હોવાથી પોતાના જાંબુડીગામે આવેલા હતા. જાંબુડીથી ચકાર જવું હોય તો માત્ર એક નદીજ ઓળંગવી પડે છે છતાં કચ્છી ભાષામાં ચકાર જાંબુડી સાથે સાથેજ બોલાય છે.

મહેરામણજીને જાંબુડીથી કંઇ કામ પ્રસંગે ચકાર જવું પડયું. તસતસતી ઇજારપર તેમણે રેશમી ભેઠ બાંધેલી હતી ભેડમાં છુરીનો જોટો શોભી રહ્યો હતો અંગપર પહેરેલું કમાનદાર કેડીયું જાણે તૂટું તૂટું થતું હોય એવો એમનો ભરાવદાર સીનો દુસ્મનોનાં કાળજાં કંપાવી દેવાને બસ હતો. મસ્તકપર પેચવાળો અને મરોડદાર મ્હોરાવાળો કચ્છી ફેંટો તેમના કુદરતી સૌન્દર્યમાં કંઇ ઓર ઉમેરો કરી રહ્યો હતો, બાંધી દડીનો એમનો સુદૃઢ અને મોહક બાંધો ચકાર ગામમાં નવીન છાપ પાડી રહ્યો હતો, કમરે લટકતી રૂપાની મૂઠવાળી રૂપાળી તલવાર અને હાથમાં પિત્તળના બંધવાળી લાકડી લઇ મહેરામણજી ચાલ્યા આવતા હતા. અને ચકારમાં જાણે નવો ચંદ્ર ઉગ્યો હોય એવો ઘડીભર ભાસ થતો હતો.

મ્હેરામણજીના મનોહર શરીર પર એક ચારણીયાણીએ મીટ માંડી અને પ્રથમ નજરેજ તેના અંગેઅંગમાં કામનો જ્વર પ્રજળી ઉઠયો. મ્હેરામણજીની છટાએ ચારણીયાણીપર કાતિલ કટારીનું કામ કર્યું હતું. કોઇપણ જોખમે મહેરામણજી પાસ પ્રેમ યાચના કરવાનો એણે નિશ્ચય કર્યો.

જરૂરી કામનું બહાનું દઇ મ્હેરામણજીને બોલાવી લાવવા તેણે પોતાની સખિને મોકલી અને ખરેખરૂં કામ હશે એમ ધારી મ્હેરામણજી ચારણીયાણીને ઘેર ચાલી આવ્યા.

ચારણીયાણી બને એટલા શણગાર સજી લઇ એમની વાટ જોતી બેઠી હતી.

ચારણોનું મૂળ રજપૂત વંશમાંજ હોવાથી તેમને પણ સૌન્દર્યની કુદરતી બક્ષીશ મળેલી છે એમ કહીએ તો ચાલે.

આ બાઇનું ફાટફાટ થતું યૌવન, મનમોહક મુખમુદ્રા અને હરિણી સમો તનમનાટ જોનારના મનમાં અનિષ્ટ વાસનાઓ જગાડવાને બસ હતાં. કાળી ઓઢણી વચ્ચેથી દેખાતું એનું સુંદર મુખારવિંદ જાણે શ્યામ વાદળાંઓની ઘટામાં ચંદ્ર ન હોય એવો ભાસ કરાવતો હતો.

મહેરામણજીને આવતા દેખી ઇન્દુના ઉદયથી જેમ કુમુદિની નાચી ઉઠે તેમ ઉઠીને સામી ગઇ અને પ્રથમથીજ બિછાવી રાખેલા ચાકડાપર બેસવા લાડઘેલા અવાજે જણાવ્યું.

મહેરામણજી એકલી બેઠેલી યુવાન ચારણીયાણીને જોઇ જરાવાર વિચારમાં પડી ગયા પણ આવ્યા એટલે બેસવું જોઇએ એમ ધારી બેઠા.

સામે પાણીનો લોટો રાખી ચારણી બાઈએ પણ પોતાનું આસન લીધું.

થોડીવાર સુધી મૌન છવાઇ ગયું કોઇથી કશું બોલી શકાયું નહિ આખરે મ્હેરામણજીએ એ મૌનનો ભંગ કર્યો.

"મારૂં કોને કામ છે?" મ્હેરામણજીએ સવાલ કર્યો.

"કામ વિના કોઇ ઓછાંજ તેડાવે?" ચારણીયાણીના મુખપર શરમના શેરડા પડયા.

આવો જવાબ સાંભળી મહેરામણજીને વ્હેમ તો પડયો પણ હવે આ બલાને શી રીતે ટાળવી તેના વિચારમાં મૂંઝાવા લાગ્યા.

"બ્હેન! કામ હોય તે જણાવો, મારાથી હવે ખોટી થવાય એમ નથી."

"બ્હેન' શબ્દ સાંભળી ચારણીયાણીના હૃદયમાં ઉકળતું તેલ રેડાયું તોપણ હિંમત ધરીને બોલી

"મારે એક જરૂરી કાગળ લખાવવો છે."

"તમારે કાગળ લખાવવો હશે તો હું ફરી કોઇવાર આવીશ. હમણાં તો મારે તરત જાંબુડી જવાનું છે એટલે બેસી શકાય તેમ નથી."

"ઠાકોર તમારે બેસવું પડશે અને આજ રાતની રાત અહીંજ ગુજારવી પડશે" ચારણીયાણીએ નિર્લજપણે જણાવ્યું. તેના શબ્દે શબ્દમાંથી એવો ધ્વનિ નીકળતો કે મહેરામણજી પોતે શરમના માર્યા

અર્ધા થઈ જતા હતા. તેમણે ધાર્યું કે હવે ચોકખું કહી દીધા વિના ચાલે તેમ નથી તેથી જરા કરડી નજર કરીને બોલ્યા:

"માતા! તમે તો અમારાં માતાજી કહેવાઓ અને અમારે તો તમારી પૂજા કરવી જોઈએ, તમારા પર કુદૃષ્ટિ કરીએ તો અમારૂં સત્યાનાશ નીકળી જાય."

આ સાંભળી ચારણીયાણી ક્રોધથી લાલચોળ થઇ ગઇ અને ભવાં ચડાવી અગ્નિ ઝરતી આંખે બોલી, "દરબાર! મને તરછોડી પસ્તાવું પડશે."

"માફ કરો માતાજી!" આમ કહીને મહેરામણજી ત્વરિત ગતિએ બહાર નીકળી ગયા અને ચકારનું કામ પણ પડતું મુકીને જાંબુડી તરફ ચાલવા લાગ્યા.

જાંબુડી પહોંચતાંજ મહેરામણજીના પેટમાં શૂળનું દરદ ઉપડયું જાણે છરીથી આંતરડાં કપાતાં હોય એવી અસહ્ય વેદના જાગી અને તે અનેક ઔષધિઓ કરતાં કોઇ પણ પ્રકારે નજ મટી. પેટના શૂળથી મહેરામણજી તરફડવા લાગ્યા. જમીન અને આસમાન જાણે એક થઇ જતાં હોય એવી પીડા મૃત્યુના પડધા મહેરામણજીના કાને પાડવા લાગી.

એ સમયે ચકારમાં તેડવા આવેલી ચારણીયાણી માતાની સખિ પાછી આવી અને મહેરામણજીને કહેવા લાગી કે "તમારૂં દરદ મારી સખિની દવા કરો તો હમણાંજ મટી જાય તેમ છે."

"બ્હેન તારી સખિની દવા મને કામ આવી શકે એમ નથી માટે મહેરબાની કરી મને સુખે મરવા દે" મહેરામણજીએ ખાટલાપર તરફડતાં તરફડતાં ઉત્તર આપ્યો.

આવેલી સ્ત્રી આ સાંભળી શરમાઇને ચાલી ગઈ તે જોઇ પાસે બેઠેલા સારવાર કરનાર માણસોએ આનો ભેદ પૂછતાં મહેરામણજીએ સઘળી હકીકત કહી સંભળાવી.

મહેરામણજીને એનો આગ્રહ છોડી દેવા પણ કોઈ કોઇ સમજાવવા લાગ્યા પણ મહેરામણજી જેવો ખરો રજપૂત બેટો આભ ઉથલી જાય તોપણ એ પાપી પંથમાં એક પગલું પણ માંડવાને તૈયાર નહતો.

આખરે એજ વ્યાધિમાં મહેરામણજીએ પોતાનો દેહ છોડયો અને બીજી તરફ પેલી ચારણીયાણી પણ તેજ વખતે મૃત્યુ પામી.

મરણ પછી પણ ચારણીયાણી એમને છોડે તેમ ન હતું અને મહેરામણજીના કુટુંબીઓને અનેક રીતે પિશાચ યોનિમાં રહીને પણ સંતાપવા લાગીને તેમના શરીરમાં પ્રવેશ કરી ધૂણવા લાગી.

મહેરામણજીના વંશજોએ એના જીવની ગતિ માટે વિધિપૂર્વક ક્રિયા કરી ચારણીયાણીની ઇચ્છા મુજબ તેની મૂર્તિને પોતાને ત્યાં પધરાવી અને આજ પણ એના વંશજો એની પૂજા કરે છે, કાળીચૌદશને દિવસે ધૂપ, દીપ નૈવેધ ધરે છે ને ગાત્રાડ માતા તરીકે એને ઓળખાવે છે.

પોતાના શીલના પરિપાલન માટે જીવનની એક કોડી જેટલી પણ દરકાર ન કરતાં મૃત્યુમુખમાં અડગપણે ઝંપલાવનાર સાચા રજપૂત વીર મહેરામણજી! ધન્ય હો તારી ટેકને!

કુચ્છી પ્રજાનું મુખ પત્ર

# "સ્વદેશ."

કચ્છ અને કચ્છીઓના હીતની વાતો, ભારત
વર્ષના રાજસ્થાનોની નવાજુની, જગતના
જાણવાજોગ–મનનીય સુંદર લેખો, ચાલુ
વાર્તા–ટુંકી વાર્તા, વિશ્વનું વૈવિધ્ય,
વિગેરે રસસામગ્રીથી છલોછલ.

## વાર્ષિક લવાજમ:

હિન્દ માટે રૂા. ૬. હિન્દ બ્હાર રૂા. ૮-૮-૦.

છુટક નકલ: બે આના.

ગાયા બિલ્ડીંગ, માંડવી, મુંબઈ.

